# સિંદબાદ ખલાસીની વાર્તા.

૩૪૯૦



હેરાઉન આલ્રેચિડ ખલિફના રાજ્યમાં, હિંદબાદ નામે એક કુંભાર બગદાદ શહેરમાં રહેતો હતો. ઉન્હાળાનાં અતિશય તાપની અંદર એક દહાડો તે કુંભાર શેહેરના એક છેડેથી બીજે છેડે ભારે બોજા સહિત જતો હતો. ઘણે છેટેથી આવવાને લીધે બેહદ થાકી ગયેલો અને હજુ ઘણે દુર જવાનું બાકી રહેલું છે એવો વિચાર કરતો તે એક પોળની અંદર આવી પહોચ્યો; તે પોળની અંદર સડક ઉપર ગુલાબનું પાણી છાંટવામાં આવ્યું હતું, અને ત્યાં મંદ મંદ પવન વાતો હતો. આ થંડા અને ખુશકારક સ્થાનથી અતિશય ખુશી થયેલા તે કુંભારે જમીનપર પોતાનો બોજો મુકયો, અને એક મોહોટા મેહેલની પાસે જઇ ઉભો. કુંઆર અને ફ્રેંકિનસેન્સ ઝાડોની ખુશબોદાર સોડમ અંદરથી ત્યાં આવતી હતી, અને આ સોડમ ગુલાબનાં પાણીની સોડમ સાથે મળી જવાથી હવાને અતિશય ખુશબોદાર કરતી હતી. અંદરથી એક રમણિય વાજાનો અવાજ આવ્યા કરતો હતો અને આસપાસ બુલબુલ તથા બગદાદ શહેરના ખાસ પક્ષીઓ સુંદર અવાજ કરી રહયા હતા. તે સિવાય જુદા જુદા પકવાનોની સોડમ ત્યાં બેહદ આવતી હતી; આ ઉપરથી તે કુંભારને ખાતરી થઇ કે અહીંઆં એક મોટી ઉજાની ચાલી રહી છે, અને તે મકાન કોનુ હતુ તે જાણવાની તેની ઇચ્છા થઇ, કારણકે તે રસ્તેથી વારંવાર આવવા જવાનો મહાવરો ન હોવાથી, તે કુંભાર રહેવાસીઓના નામથી તદન અજાણ્યો હતો. પોતાની આકાંક્ષા પુરી પાડવાને તે કેટલાક સુંદર પોશાક પેહેરી દરવાજે ઉભા રહેલા નોકરોની પાસે ગયો અને તે મહેલનો ધણી કો

તેમ તેઓને પુછવા લાગ્યો. તે ચાકરે જવાબ દીધો કે શું તું બગ-દાદનો રહેવાશી છું, અને જાણતો નથી કે આ મકાન પ્રખ્યાત સિંદબાદ વાહાણવટી કે જેણે દુનિયાના દરેક દરિયા વાટે સફર કરી છે તેનું છે! તે કુંભાર કે જેણે સિંદબાદ વહાણવટીની બે-હદ દોલતવિષે વાત સાંભળી હતી તે પોતાની ધિ:કારવાજોગ સ્થિતિ તેની જોડે સરખાવવા લાગ્યો.

અવિચારથી, અતિશય દુ:ખ લાગવાથી તેણે આકાશ તરફ પોતાની આંખ ફેરાવી અને મોટા અવાજથી બોલ્યો કે હે સર્વ શક્તિમાન જગત્કર્તા, સિંદબાદ અને મારી સ્થિતિમાં જે ફેરફાર છે તેનો તું વિચાર કર, હું દરરોજ હજાર જાતની હરકત ખમું છું અને મારા કુટુંબને જારનો પણ રોટલો પુરો પાડવાને મને ઘણી મુશીબત પડે છે, પણ ભાગ્યવાન સિંદબાદ પોતાનો પૈસો બોહોળા હાથે ખરચે છે. આટલા બધા સારા નશીબવાન હોવાને તેણે શા પુન્ય, અને આવા કમનશીબવાન હોવાને મેં શા પાપ કર્યાં હશે! આમ બોલતાં જાણે કે તે તદ્દન નિરાશ થઇ ગયો હોય તેવી રીતે તેણે પોતાનો પગ જમીન સાથે અફળાવ્યો. તે આ પ્રમાણે પોતાના કમનશીબનો વિચાર કરતો હતો એટલામાં એક ચાકર ઘરમાંથી નીકળી તેની તરફ આવ્યો અને તેનો હાથ પકડીને કહ્યું કે આવ, મારી પછાડી આવ. મારો ધણી સિંદબાદ તારી સાથે વાત કરવાને ઇચ્છે છે. આ આદર વચનથી હિન્દબાદ જરા પણ અચંબો પામ્યો નહીં હોય તે સેહેલાઇથી ધારી શકાય. જે શબ્દ તે બોલ્યો હતો તેને વાસ્તે સિંદબાદે તેને ઠપકો દેવાને બોલાવ્યો હશે એવું ધારવાથી તે અતિશય
વા લાગ્યો અને ન જવાનાં બાહાનાં કાહાડવા લાગ્યો; અને
કહેવા લાગ્યો કે પોળની વચ્ચો વચ્ચ મારો બોજો મુકીને
થી અવાય નહી, પણ જ્યારે તે ચાકરે તેને ખાતરી પૂર્વક ક-

હ્યું કે તારા બોજાની પુરતી સંભાળ લેવામાં આવશે અને વળી તેની જોડે, સિંદબાદની પાસે આવવાને ઘણીજ તાણ કરી ત્યારે જ તે કુંભારે ત્યાં જવાની હા પાડી. તે તેને એક વિશાળ ઓરડા અંદર લઇ ગયો. અને તે ઓરડામાં મેજની આસપાસ કેટલાક માણસ બેઠેલા હતા. તે મેજ ઉપર સઘળી જાતના સ્વાદિષ્ટ પકવાનો મુકેલા હતા. મુખ્ય બેઠક પર એક ગંભીર અને પુજ્ય માણસ બેઠેલો હતો, અને તેની મોહોટી દાઢી તેની છાતી પર લબડતી હતી. તેની પાછળ તેની ચાકરીમાં હાજર રહેવાને સંખ્યાબંધ અમલદારો અને નોકરો ઉભા હતા. આ માણસ સિન્દબાદ હતો. તે કુંભાર, મંડળીની મોટી સંખ્યાથી અને તેમીજબાનીના દબદબાથી અતિશય ગભરાઈ ગયો અને બિહીતાં અને ધ્રુજતાં તેણે સિન્દબાદને સલામ કરી. સિન્દબાદે તેને પાસે આવવાને કહયું અને તેનેપોતાની જમણી બાજુએ એક બેઠક ઉપર બેસાડ્યો અને સુંદર ખોરાકની રકાબીમાંથી ખાવાને કહયું; પછી ગ્રેપ્ટ દારૂ કે જે પાસેના મેજ ઉપર જથાબંધ પડયો હતો તે તેને પીવાને આપ્યો.

ભોજન કરી રહયા પછી સિન્દબાદને જ્યારે માલમ પડયું કે તેના પરોણા પણ જમી રહયા હતા ત્યારે તેણે બોલવાનું શરૂ કર્યું. અને હિંદબાદને ભાઇના કિતાબથી બોલાવ્યો (કે જે ભાઇ શબ્દ આરબ લોકો જ્યારે માયાળુપણે વાત કરે છે, ત્યારે વાપરે છે.) અને પછી તેનું નામ અને ધંધો પુછયો. તેણે કહયું કે સાહેબ મારૂં નામ હિન્દબાદ છે. સિન્દબાદે કહયું કે આપની મુલાકાતથી હું ઘણો ખુશી થયો છું, અને મંડળમાંના બાકીના સર્વ પણ આપની હાજરીથી ખુશી થયા હશે તેની મને પકકી ખાતરી છે; પણ શેરીની અંદર તમે જે થોડા વખત ઉપર બોલતા હતા તે હું તમારી પાસેથી કહેવડાવવાને ઇચ્છું છું. કારણ કે સિ-

ન્દબાદ જમવાને ગયો તે પહેલા તેણે સઘળું તેનું બોલવું સાંભળ્યું હતું અને તેને તેડવા મોકલવાનું પણ કારણ તેજ હતું. આ અરજથી તે અતિશય ગભરાઇ ગયો, અને પોતાનું માથું નીચે ઘાલ્યું અને જવાબ દીધો કે સાહેબ અતિશય થાકને લીધે મારો મિજાજ ગયો હતો, તેથી કરીને મારાથી કેટલાક અવિવેકી વચનો બોલી જવાયા છે, અને તેને વાસ્તે હું આપ સાહેબની માફી માગુ છું. સિન્દબાદે કહ્યું અરે! તું મને એટલો બધો ગેર ઇનસાફી ધારતો માં કે હું તે બાબત વાસ્તે તારા ઉપર ગુસ્સે થઉં, મને તારી સ્થિતીની દયા આવે છે, અને તને ઠપકો દેવાને બદલે હું તારાપર અંતઃકરણથી દયા લાવુ છું. પણ એક બાબતમાં મારા વિષે જે ભુલ કરતાં તમે દીસો છો તે ભુલ મારે દુર કરવી જોઇએ. બચિત આ દોલત અને સુખ મને કાંઇ પણ મહેનત વિના મળ્યાં છે એવું તમે ધારો છો, પણ આ સ્થિતિએ પહોચતાં પહેલાં તમારાથી ન મનાય એવાં કેટલાંક માનસિક અને શરીર સબંધી દુઃખ મેં ઘણા વરસ સુધી ખમ્યા છે. વળી તે આખા મંડળને દરખાસ કરીને આગળ બોલ્યો કે હું ખાતરી કરીને કહું છું કે મારાં દુઃખ એટલાં બધાં તો ચમત્કારિ છે કે જેથી મોટામાં મોટો કંજુસ પણ પોતાનો પૈસાનો લાભ મુકી દે. જુદા જુદા દરિયા ઉપર કરેલી સફરોની અંદર કરેલા સાહસ કામોનું તમે ભાગ્યેજ પુરતો હેવાલ સાંભળ્યો હશે. અને આજે મને તક મળી આવી છે તેથી જે જોખમની અંદર હું આવી પડ્યો હતો તે જોખમનું તમારી આગળ, તમારી રજાથી વર્ણન કરીશ. અને હું ધારૂં છું કે તે તમને અરૂચી થઇ પડશે નહીં.

સિન્દબાદ મુખ્યત્વે કરીને તે કુંભારનેજ વાસ્તે પોતાના ચરિત્રનું વર્ણન કરવાનો હતો તેથી કરીને તેણે વાત સરૂ કરી

તે પેહેલા હિન્દબાદનો બોજો કે જે શેરીની વચ્ચો વચ્ચ પડ્યો હતો તે અંદર લાવવાનો અને હિંદબાદની મરજીમાં આવે ત્યાં મુકાવવાને હુકમ કર્યો આ થઇ રહયા પછી તે નીચે પ્રમાણે કેહેવા લાગ્યો.

## સિંદબાદ વાહાણવટીની પેહેલી સફર.

મેં મારા બાપની ઘણીખરી મિલકત ભર જુવાનીમાં ખરચી નાંખી હતી. પણ આખરે મને મારી મુર્ખાઇ જણાઇ આવી. જેવા કામની અંદર મેં મારી દોલત કામે લગાડી હતી તેવા કામની અંદર કામે લગાડેલી દોલત વધારે ઉપયોગની નહોતી એવી મારી પકકી ખાતરી થઇ, અને વળી વિચાર કર્યો કે જે વખત મેં બદફેલીમાં ગુમાવ્યો હતો, તે વખત, સોના કરતાં પણ વધારે કિંમતી હતો, અને ઘડપણમાં ગરીબાઇ કરતાં બીજુ ખરેખર વધારે ધિક્કારવા જોગ કાંઇ પણ નહોતું. ડાહયા સોલોમનના શબ્દો કે જે મારા બાપ મને વારંવાર મારા મનમાં ઠસાવવાને કહેતા હતા કે 'ગરીબ થયા કરતાં મરવું સારૂ;' તે શબ્દો મને યાદ આવવા લાગ્યા. આ સઘળા વિચાર મને ખરા ભાસવાથી મારા બાપની બાકી રહેલી થોડી માલમતા મેં ભેગી કરવાનો અને લીલામથી વેચવાનો નિશ્ચય કર્યો, ને કેટલાક વેપારીઓ કે જેઓ દરિયા રસ્તે વેહેવાર રાખતા હતા તેઓની સાથે મેં ઓળખાણ કરી, અને જે સઘળાઓ મને સારી શિખામણ આપી શકે એવા માલમ પડતા હતા તેઓની પણ મેં સલાહ લીધી. ટુંકાણમાં મેં મારી પાસે બાકી રહેલી નાની રકમ કોઇ પણ ફાયદાકારક રીતે કામે લગાડવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચય કરયો કે તરતજ મેં તે નિશ્ચયને અમલમાં આણ્યો. હું બાલસોરા ગયો, જ્યાં એક વાહાણ કે જે અમારા સઘળાના ખરચે સજવામાં

આવ્યું હતું તે વહાણમાં બીજા વેપારીઓની સાથે હું દેશાવર-ખાતે નિકળ્યો.

અમારૂં વહાણ હંકારવામાં આવ્યું, અને અરબસ્તાન અને ઇરાનની વચ્ચે આવેલા ઇરાનિ અખાતના રસ્તે થઇને હિંદુસ્તાન તરફ જવાને નિસર્યા. આ અખાત વધારેમાં વધારે ૭૦ ગાઉ પોહોળો છે. તેની પેલીમેર પશ્ચિમ સમુદ્ર અથવા હિન્દી-મહાસાગર નામે મોટો દરિયો આવેલો છે. તે મહાસાગરને કીનારે એબિસિનીયા નામે મુલક આવેલો છે. તે મહાસાગર વકવક દ્વિપથી આશરે ચાર હજાર અથવા પાંચ હજાર માઇલ ફેલાયેલો છે. પેહેલા મારા ઉપર દરિયાઇ રોગે જરા હુમલો કર્યો, પણ હું થોડી વારની અંદર સાજો થયો, અને તે વખત પછી હું કદિ પણ તે રોગથી હેરાન થયો નથી. અમારી સફરની અંદર કેટલાક ટાપુ આગળ અમારા વહાણે મુકામ કરયો. અને અમે કેટલોક માલ વેચ્યો અને કેટલોક ખરીદ કરયો એક દહાડો જયારે અતિશય પવનને લીધે વહાણ ભરજોસ્સામાં ડોલતું હતું એટલામાં એકાએક એક નાના ટાપુ આગળ પવન તદન બંધ પડી ગયો આ નાનો ટાપુ તેના ઉપર આવી રહેલી લીલને લીધે એક સુંદર મેદાન જેવો દેખાતો હતો.

કપતાને સેઢ ઓછા કરવાને હુકમ કરયો, અને જેઓને તે ટાપુ ઉપર ઉતરવાની ખુશી હતી તેમને જવાની રજા આપી. હું તે ટાપુ ઉપર ગયો. પણ દરિયે અમે જે દુઃખ ખમ્યા હતા તેના આરામને વાસ્તે અમે ખાઇપીને અમારી જાતને ખુશી કરતા હતા એટલામાં તે ટાપુ એકાએક ધ્રુજ્યો, અને અમને એક મોટો આંચકો વાગ્યો. જેઓ વહાણની અંદર હતા તેઓને લાગ્યું કે તે ટાપુની અંદર ધરતીકંપ થયો છે અને તેથી અમને વહાણ ઉપર પાછા ચડી જવાને તરતજ બોલાવ્યા, કારણ-

કે જેને અમે ટાપુ ધારતા હતા તે ફક્ત મગરમચ્છની પીઠ હતી. અમારામાંના વધારે ચપળ મછવાની અંદર કુદી પડયા, અને કેટલાક તરીને વહાણકને જવાને વાસ્તે પાણીની અંદર પડયા હજુ હું તે ટાપુ ઉપર અથવા બરોબર રીતે કહીએ તો તે મગરમચ્છની પીઠ ઉપર હતો, એટલામાં તે મગરમચ્છે દરિયામાં ડુબકી મારી, અને લાકડાનો કડકો કે જે અમે દેવતા સળગાવવાને લાવ્યા હતા તે પકડી લેવાનેજ ફક્ત મને તક મળી આવી. તે દરમ્યાનમાં કપતાને સુંદર પવનની લેહેર કે જે હવે વાવા માંડી હતી તેનો લાભ લેવાના ઇરાદાથી વહાણની અંદર આવી પહોચેલા માણસ સહિત વહાણને હંકાર્યું, અને મને મોજાની અંદર તરફડતો મુક્યો. હું આ સ્થિતિ અંદર આખો દહાડો અને રાત રહયો, અને બીજે સવારે હું કમજોર પડયો, અને મેં જીવવાની આશા મુકી એટલામાં એક મોજાએ મને સારા નસીબે એક બેટ ઉપર ફેંકયો. તે કિનારો ઉંચો અને સીધો હતો, અને કેટલાક ઝાડનાં મુળીઆં કે જે સારા નસીબે મારી સહીસલામતીને વાસ્તે ઉગ્યાં હતાં તેની મદદ મને જો ના મળી હોત તો મને તે કિનારાપર જવાને ઘણી મુશીબત પડત. હું જમીનપર અડધા મુડદા જેવો થઇ ગએલો સુર્ય દેવતાનાં કીરણ પડયાં ત્યાં સુધી પડી રહયો.

જો કે જે શ્રમ મેં ખમ્યા હતા તેથી હું અતિશય નબળો પડી ગયો હતો, તોપણ હું મારી ભુખ મટાડવાને કેટલોક ભાજીપાલો અને ફળની શોધ કરવા સારૂ પેટે ઘસીને ગયો. અને કેટલુંક ખાવાનું જડી આવ્યું, અને સારા નસીબે ઉત્કૃષ્ટ (શ્રેષ્ટ) પાણીનો ઝરો મને મળી આવ્યો, અને આથી મને ઘણો આરામ થયો. મારૂં ઘાણું ખરૂં જોર પાછું આવવાથી હું તે બેટની શોધ કરવાને નીકળ્યો. અને એક સુંદર મેદાન કે જ્યાં કેટલેક છેટે

એક ઘોડો ચરતો હતો તેની અંદર હું બીહીતો તેમજ ખુશી થતો તે તરફ ગયો. કારણકે આગળ વધવાથી હું નિર્ભય થઈશ અથવા તો મહારો નાશ થશે તેની મને ખાતરી નહોતી. જેવો હું આગળ વધ્યો એટલે મને માલમ પડયું કે તે ખીંટીએ બાંધેલી એક ઘોડી હતી. તેણીના સુંદરતાએ મારૂં ધ્યાન ખેંચ્યું. પણ હું તે ઘોડીના વખાણ કરતો હતો, એટલામાં મેં જમીનની નીચેથી આવતો માણસનો અવાજ સાંભળ્યો. તે માણસ થોડી વખતપછી તરતજ બહાર દેખાયો અને મારી પાસે આવ્યો ને મારૂં નામ પુછ્યું. મેં તેને મારો હેવાલ કહયો. આ પછી તે મને હાથ ઝાલીને ગુફામાં દોરી લઈ ગયો જ્યાં આગળ કેટલાક બીજા માણસો હતા. હું તેમને ત્યાં જોઈને જેટલો અચંબો પામ્યો તેનાજ જેટલોજ અચંબો તેઓ મને ત્યાં જોઈને પામ્યા, તેઓએ જે મને થોડોક ખોરાક આપ્યો, તે મેં ખાધો. અને જ્યારે મેં તેઓને પુંછયું, કે તમે આવી પડતર જગ્યામાં શું કરો છો, ત્યારે તેઓએ જવાબ દીધો, કે મિહરેજ રાજા કે જે, આ બેટનો રાજા છે તેના અમે ઘોડાવાળા છીએ. દરિઆઈ ઘોડો કે જે આ જગા ઉપર કિનારે આવે છે, તેના સમાગમથી વછેરાની ઉત્પત્તિ વાસ્તે અમે રાજાની કેટલીક ઘોડીઓ સાથે દર વરસે આ વખતે અહીંઆં આવીએ છીએ. ઘોડીઓને આ પ્રમાણે બાંધવાનું કારણ એટલુંજ કે અમારે તે દરીઆઈ ઘોડાને તરતજ અમારા બુમાટથી પાછો કાહાડી મુકવાની જરૂર પડે છે, કારણ કે અમે જો એમ ના કરીએ તો તે દરિઆઈ ઘોડો સઘળી ઘોડીઓના કડકે કડકા કરી નાંખે, ઘોડીઓને વછેરા અવતરે છે કે તરતજ તેઓને પાછી લઈ જવામાં આવે છે, અને આ વછેરા દરીઆઈ વછેરા કહેવાય છે, અને તેઓ ફકત રાજાને ખાસ વાપરવામાં આવે છે, વળી તેઓએ કહયું કે આવતી કાલે અમે આ

જગ્યા છોડીને જવાને નિશ્ચય કરયો હતો, અને જો તમે એક દહાડો મોડા આવ્યા હોત તો, ખચિત તમારૂં મોત થાત, કારણ-કે અમે એટલે બધે દુર રહીએ છીએ કે, કોઇપણ ભોમીઆ વ-ગર અમારા મુકામ આગળ આવવાને અશકય છે.

તેઓ આ પ્રમાણે મારી સાથે વાત કરતા હતા, એટલામાં, તેઓ કહેતા હતા તે પ્રમાણે ઘોડો દરિયામાંથી બહાર નીકળ્યો, અને તરતજ ઘોડીઓપર હુમલો કરયો. તેણે (ઘોડાએ) ઘોડી-ઓના કડકે કડકા કરી નાંખ્યા હોત, પણ તે ઘોડાવાળાઓએ એટલો મોહોટો અવાજ કરી મુકયો કે, તેને પોતાનો શીકાર છો-ડી જવાની જરૂર પડી; અને પાછો મહાસાગરમાં પડયો.

બીજે દહાડે ઘોડીઓ સાથે, તેઓ તે બેટની રાજધાનીએ જવા પાછા ફર્યા; અને હું પણ તેઓની સાથે ગયો. અમે પોહોચ્યા કે તરતજ તેઓ મને મિહરેજ રાજા પાસે લઇ ગયા; તેણે મને મારૂ નામ, તથા હું તેના મુલક આગળ શી રીતે આવ્યો, તે સબંધી હેવાલ પુછયો. અને જયારે મેં તેને સઘળી બનેલી વાત કહી, ત્યારે તેણે મારા ઉપર આવી પડેલા દુઃખને વાસ્તે અતિશય દીલગીરી બતાવી; અને તેજ વખતે મારી બરોબર સંભાળ લેવાને, અને જે દરેક ચીજ મારે જોઇએ તે પુરી પાડ-વાને તેણે હુકમ કરયો. આ હુકમ બરોબર અમલમાં લાવવામાં આવ્યો હતો, અને તેથી રાજા દયાળુ અને અમલદારો ઇનસાફી છે એમ સાબીત થતું હતું.

હું વેપારી હોવાથી મારા પોતાના ધંધેગાર માણસની જો-ડે સબંધ રાખતો; અને બગદાદ સબંધી કાંઇ પણ ખબર મેળવવાને, અને કોઇ પણ કે જેની સાથે હું બગદાદ પાછો જઇ શકું તેને મળવાની આશાથી, હું મુખ્યત્વે કરીને, પરદેશીની શોધમાં ફરતો, કારણકે મિહરેજ રાજાની રાજધાની દરિઆ કાંઠાપર આવેલુ

એક સુંદર બંદર હતું. અને ત્યાં દુનિઆના દરેક ભાગમાંથી દર રોજ હજારો વહાણો આવજાવ કરતાં. હું હિંદી રૂષિઓની પણ સંગત કરતો; અને મને તેઓની વાતચિતમાં અતિશય ગમત પડતી. આ ઉપરાંત હું દર રોજ કચેરીમાં વખતસર જતો; અને પ્રાંતોના સુબા અને જે બંડિઆ રાજા મિહરેજ રાજાની હાજરીમાં રહેતા હતા તેમની જોડે વાતચિત કરવામાં વખત ગાળતો. તેઓ મને મારા દેશ સબંધી હજારો સવાલો પુછતાં. હું પણ જુદા જુદા દેશોના કાયદા, રિવાજો, અને જેજે વિષે મને આકાંક્ષા થતી તેની ચોકશી લેતો, મિહરેજ રાજાના રાજ્યમાં કેસલ નામનો એક બેટ છે. મેં સાંભળ્યું હતું કે તે બેટમાં દર રોજ ઝાંઝોનો અવાજ થતો હતો, તેથી ખારવા લોકોનો મત એવો બંધાઇ ગયો હતો કે ડિજીલેઃ પોતાના રેહાણ વાસ્તે તે જગ્યા પસંદ કરી હતી. આ ચમત્કાર જોવાની મારી ઇચ્છા થઇ; અને આ મારી સફરની અંદર મેં બસેંથી તે ત્રણસેં હાથ લાંબી એક માંછલી જોઇ, તે માંછલી જો કે મનની અંદર ઘણી બીહિક પેદા કરે છે તોપણ કાંઇ નુકશાન કરતી નથી. તેઓ એટલી બધી તો બીકણ હોય છે કે વહાણના પાટીઆપર અવાજ કરવાથી તેઓ નાશી જાય છે. વળી મેં એક બીજી માંછલી જોઇ કે જે ફકતજ એકજ હાથ લાંબી હતી અને જેનું માંથું ઘુવડના માંથાને મળતું હતું, મારા ત્યાંથી પાછા આવ્યા પછી જ્યારે હું એક દહાડો બંદરે આગળ ઉભો હતો, ત્યારે જમીન તરફ આવતાં એક વહાણને મેં જોયું. જ્યારે તેઓએ બિલાડા દરિઆની અંદર નાંખીને વહાણને થોભાવ્યું, ત્યારે વેપારીઓએ પોતાનો માલ ઉતારી લેવાનું શરૂ કર્યું; અને પછીગાંસડીઓ વખારોમાં લઇ ગયા. તેમાંની કેટલીક પર મારૂં નામ લખેલું મેં જોયું; અને તેઓનાપર ધારીને જોતાં મેં અનુમાન કર્યું કે જે વહાણની અંદર મેં બાલસોરા છાડયું

હતું તે વહાણની અંદર ચડાવેલી ગાંસડીઓ તે એજ હતી. મેં વળી કપતાનને ઓળખ્યો. પણ હું મરી ગયો છું એવું તે ધારે છે એવી મને ખબર મળવાથી, હું તેની પાસે ગયો; અને પુછ્યું કે આ ગાંસડીઓનો માલિક કોણ છે. તેણે કહ્યું કે સિન્દબાદ નામનો બગદાદનો એક વેપારી મારી જોડે વહાણમાં હતો. એક દહાડો એક કલ્પિત બેટ આગળ અમે આવી પુગ્યાં; અને તે, કેટલાક બીજા ઉતારૂઓની સાથે તે કલ્પિત બેટમાં ઉતર્યો. આ કલ્પિત બેટ એક વિશાળ મગરમચ્છ હતો. તે પાણીની સપાટીપર ઉંઘતો હતો. જે દેવતા તેઓએ તેઓનો ખોરાક રાંધવાને વાસ્તે તેની પીઠપર સળગાવ્યો હતો તેનો તાપ તેને લાગવાથી તરતજ તે હાલવા માંડયો; અને આખરે દરિઆ ઉપર, તેણે પછાડા મારવાનું શરૂ કર્યું. તેઓમાંના ઘણાખરા ડુબી ગયા, અને કમનસીબ સિન્દબાદ પણ તે સ્થિતિએ પાહોચ્યો. આ ગાંસડીઓ તેની છે; અને મેં તે માલવેચવાનો નિશ્ચય કરયો છે. કારણ કે કોઈ તેના કુટુંબનો માણસ મને મળી આવે તો મુદ્દલ અને તે ઉપર કરેલો નફો તેને પાછો પોહોચાડવાનો મારો ઇરાદો છે. ત્યાર પછી મેં કપતાન સાહેબ જે સિન્દબાદને તમે મરી ગએલો ધારો છો તે હું હજી જીવતો છું; અને આ મિલકત અને માલ મારો છે.

વહાણના કપતાને મને આ પ્રમાણે બોલતાં સાંભળ્યો કે તે મોટેથી બોલી ઉઠયો કે ઓ મોટા ઇશ્વર, હું કોનો વિશ્વાસ રાખુ? હવે મનુષ્યની અંદર સત્યતા રહી નથી. મેં સિન્દબાદને મરી જતાં મારી નજરે જોયો છે, અને વહાણના સઘળા ઉતારૂઓ તે વાતના સાહેદી છે, તોપણ તું ખાતરી પૂર્વક કહે છે કે હું સિન્દબાદ છું. આ કેવી ઉદ્ધતાઇ! જ્યારે મેં તને પહેલા જોયો ત્યારે તું એક પ્રમાણીક અને આબરૂદાર માણસ દેખતો હતો, પણ

તું હવે જે માલ તારો નથી તેનાપર જુઠો દાવો ખાતરી પૂર્વક કરે છે. મેં જવાબ દીધો કે મહેરબાન જરા ધીરજ ખમો, અને હું જે કહું તે સાંભળવાને મહેરબાની કરો. તેણે કહ્યું કે ઠીક તારે શું કહેવાનું હશે! બોલ અને હું ધ્યાનથી સાંભળુ છું. ત્યારપછી મેં તેને હું શી રીતે બચી ગયો હતો અને મિહરેજ રાજાના ઘોડાવાળાઓ કે જેઓ મને કચેરીમાં લઇ આવ્યા હતા તેઓને હું કયા દૈવયોગે મળ્યો તેનું વર્ણન કહી સંભળાવ્યું. મારા ભાષણથી તે ઉંડા વિચારમાં પડયો, પણ તેને તરતજ ખાતરી થઇ કે હું ઠગ નહોતો, કારણકે કેટલાક લોકો જેઓ વાહાણમાંથી બાહાર આવ્યા તેઓએ મને ઓળખ્યો; અને મારા ફતેમંદ બચાવને વાસ્તે બેહદ ખુશી બતાવી. આખરે તેણે મને ઓળખ્યો; અને ભેટીને બોલ્યો કે ઇશ્વરનો આભાર માન કે તું આવા મોહોટા ભયમાંથી બચી છુટયો છું. જે ખુશી મને આ વખતે પેદા થઇ તે કહી દેખાડવાને હું અશક્ય છું. તમારો સામાન આ રહયો. તે તમે લ્યો, અને તમારી મરજીમાં આવે તે પ્રમાણે તેનો ઉપયોગ કરો. મેં તેનો મોહોટો આભાર માન્યો; અને તેના પ્રમાણીકતાનાં વખાણ કર્યાં, અને તેના સાટામાં મારા માલમાંનો કેટલાક ભાગ લેવાને મેં વિનંતી કરી. પણ તેણે તે લેવાને ના પાડી.

મિહરેજ રાજાને ભેટ કરવાને વાસ્તે મેં મારી ગાંસડીમાંથી ઘણા કીમતી અને અમુલ્ય જવાહિરો પસંદ કર્યા. તે રાજા મારા ઉપર આવી પડેલા દુ:ખનો જાણીતો હોવાથી, પુછ્યું કે આવા કિંમતી જવાહિરો તું કયાંથી લાવ્યો. મારી મિલકત પાછી મેં શી રીતે મળવી તે મેં તેને કહયું; અને તે એટલો બધો તો સભ્ય હતો કે તેણે આ તકે બેહદ ખુશી બતાવી. તેણે મારી બક્ષિસ સ્વીકારી, અને મારા કરતાં વધારે

ક્રીમતી બીજી બક્ષિસ તેણે મને પાછી આપી. ત્યાર પછી મેં તેની રજા લીધી; અને જે થોડો મારો માલ બાકી રહયો હતો તે તે દેશના માલની સાથે અદલ બદલ કરીને તે વહાણમાં હું પાછો ચડયો. જે માલ મેં સાટે લીધો હતો તેમાં કુંઆર, સુખડ, કપુર, જાયફળ, લવીંગ, મરી અને સુંઠ સિવાય બીજું કાંઇ નહોતું. અમે કેટલાક બેટ આગળ થોભ્યા; અને આખરે બાલસોરા આગળ ઉતર્યા, ને ત્યાંથી હું આસરે એક લાખ સીકવીન્સની મેળવેલી દોલત સહિત અહીંઆં આવ્યો. હું મારા કુટુંબ પાસે ગયો ને તેઓએ મને ખરા અને સાચા અંતઃકરણ સહિત બેહદ ખુશીથી આદર સત્કાર કર્યો. મેં બંને જાતીના ગુલામો ખરીદ્યા; તથા એક સુંદર ઘર અને જમીન ખરીદી મેં આ પ્રમાણે ઘરનીસ્થાપના કરી; અને જેજે દુઃખો મેં ખમ્યાં હતાં તે ભુલી જવાને, અને દુનિઆદારી સુખ ભોગવવાનો નિશ્ચય કર્યો.

સિન્દબાદ અહીંઆં થોભ્યો, અને જે ગાયન સિન્દબાદની વાતને લીધે બંધ કરવામાં આવ્યું હતું તે ગાવાનું સરૂ કરવાને તેણે હુકમ કર્યો. રાત પડી ત્યાં સુધી તે મંડળે ખાવાપીવાનું શરૂ રાખ્યુ, અને જ્યારે ઉઠી જવાનો વખત થયો ત્યારે તેણે સો સિકવીનસથી ભરેલી એક કોથળી મંગાવી; ને તે કુંભારને આપીને કહયું કે હિન્દબાદ તું આ લે અને મારા બીજા સાહસ કામો સાંભળવાને કાલે આવજે. તેને જે માન અને બક્ષિસ મળી હતી તેથી અતિશય ગાભરો થયેલો તે કુંભાર પોતાને ઘેર ગયો, અને આ બીનાથી પોતાની બાયડીને વાકેફ કરી. તેઓ અતિશય ખુશી થયાં. સિન્દબાદ પાસેથી મળેલી બક્ષિસોને વાસ્તે તેઓ ઇશ્વરનો પાહાડ માનવાને ચુકયા નહીં. બીજે સવારે હિન્દબાદ પોતે સારામાં સારાં લુગડાં પેહેરીને પોતાના ઉદાર મુરબીને ઘેર પાછો ગયો; અને તેને સિન્દબાદે

હસતા અને માયાળુ ચહેરા સહિત આદરમાન આપ્યું. સઘળા પરૂણાઓ આવ્યા કે તરતજ ખાણું ટેબલપર મુકવામાં આવ્યું; અને તે સઘળા ખાવાને બેઠયા. જ્યારે તેઓએ ખાનું પુરૂં કર્યું એટલે સિન્દબાદે પોતાના પરૂણાને આ પ્રમાણે કહવું મ્રહસ્યો, હું વિનંતી કરૂં છું કે મારી બીજી સફરના સાહસ કામાનું વર્ણન કરૂં તે આપ સાંભળવાને મહેરબાની કરશો. મારી પહેલી સફરની અંદર કરેલા સાહસ કામો કરતા તેઓ વધારે સાંભળવા લાયક છે. તે મંડળ છાનું રહયું અને સિન્દબાદે તેની વાત નીચે પ્રમાણે શરૂ કરી.

---

## સિન્દબાદ વહાણવટીની બીજી સફર.

મારી પેહેલી સફર પછી હું તમને ગઇ કાલે કહી ગયો છું, તે પ્રમાણે મારો વિચાર મારી બાકી રહેલી જીંદગી સલાહશાંતીની અંદર ગાળવાનો હતો. પણ મને તરતજ સુસ્ત જીદંગીનો કંટાળો આવવા લાગ્યો; અને પરદેશ જોવાની અને દરિઆ વાટે કાંઇ પણ વહિવટ ચલાવવાની ઇચ્છા મને ફરીથી થઇ. જે વેપાર હું કરવાનો ધારતો હતો તેની અંદર ફાયદાકારક થઇ પડે એવો કેટલાક માલ મેં ખરિદયો. અને હું કેટલાક પ્રમાણિક વેપારીઓની સાથે બીજી વાર સફરે નિકળ્યો. અમે એક સારા વહાણની અંદર માલ ચડાવ્યો; અને ઇશ્વર ઉપર આધાર રાખીને અમારી સફર સરૂ કરી.

અમે એક ટાપુથી બીજે ટાપુએ ગયા, અને કેટલીક ઘણીજ ફાયદાકારક લેવડદેવડ કરી. એક દહાડો અમે એક ટાપુ કે જે જુદા જુદા ફલોના ઝાડોથી ભરપુર હતો ત્યાં ઉતર્યા, પણ તે ટાપુ એટલો બધો તો ઉજડ હતો કે કોઇ પણ મુકામ અથવા માણસનું પગલું પણ ત્યાં જોવામાં આવતું નહોતું. અમે કેટલાક

મેદાન અને તેની અંદરના ઝરાની કોરે ફર્યા; અને મારા સાથીઓ ફળફુલાદિ ભેગા કરીને પોતાની જાતને ગમત કરતા હતા તે દરમિયાનમાં જે દારૂ અને ખોરાક હું મારી સાથે લાવ્યો હતો, તે લઇ કેટલાક ઝાડના આનંદ કારકછાયા નીચે એક નાના ઝરા આગળ બેઠો; ને જે મારી પાસે હતું તેનું મેં મઝાનું ભોજન કર્યું; અને તેથી મારી ભુખ શાંત પડવાથી મને ધીમે ધીમે ઉંઘ આવવા લાગી. હું કેટલીક વાર ઉંઘ્યો તેની મને ખબર નથી, પણ જ્યારે હું ઉઠ્યો ત્યારે વહાણ મારી નજરે પડ્યું નહીં. આ બીનાથી હું ઘણો અચંબો પામ્યો અને મારા સાથીઓને શોધી કાહાડવાના ઇરાદાથી ઉભો થયો. તે સઘળા પણ જતા રહયા હતા; અને મેં વહાણને ઘણેજ દુર ઘણી ઝડપથી જતું જોયું.

આ ભયાનક સ્થિતિની અંદર જેજે વિચારો મારા મનમાં આવ્યા હશે તેનો તમે સહેલાઇથી વિચાર કરી શકશો. મને ખચિત ભાસ્યું કે મારૂ મોત થશે; આથીહું બેહદ દીલગીર થયો. મેં પોક મુકી, અને મોટેથી બુમ પાડવા માંડી મારૂં માથું પછાડ્યું; અને જમીન પર પડ્યો. હું એકએકથી વધારે પીડા કરતા હજારો જુદા જુદા વિચારોથી ગરક થઇ ગયેલો ત્યાંને ત્યાં હું લાંબા વખત સુધી પડી રહયો. માહારી પહેલી સફર કે જેથી માહારી સાહસકામ શોધવાની વાંચ્છના પુરી થવી જોઇતી હતી તેથી તૃપ્તી ન પામવાની મારી મુર્ખાઇને વાસ્તે મેં મારી જાતને હજાર વખત ઠપકો દીધો. પણ માહારી સઘળી દીલગીરી હવે નકામી હતી; અને મારો પશ્ચાતાપ ઘણો મોડો હતો. આખરે મેં ઇશ્વરની ઇચ્છા ઉપર આધાર રાખ્યો અને મારૂં શું થશે તેથી અજાણ હોવાથી હું એક ઉંચા ઝાડ ઉપર ચડયો અને કોઇ પણ વસ્તુ જેથી મને હીંમત આવે તે શોધી કાહાડવાના ઇરાદા

થી મેં મારી નજર ચોગરદમ ફેરવી. સમુદ્ર તરફ મારી આંખ ફેંકતાં હું પાણી તથા આકાશ શિવાય બીજું કાંઇ પણ પારખી શકયો નહીં, પણ જમીન તરફ જોતાં મેં કાંઇ ધોળુ ધોળુ જોયું. હું ઝાડ ઉપરથી ઉતર્યો અને બાકી રહેલો ખોરાક સાથે લઇને તે તરફ જવા નિકળ્યો. તે પદાર્થ એટલે તો દુર હતો કે તે શું છે તે હું પારખી શકયો નહીં. હું પાસે ગયો એટલે માલમ પડયું કે તે એક મોટા કદનો ધોળો દડો હતો અને જ્યારે હું વધારે પાસે જઈને તેને અડકયો ત્યારે મને માલમ પડયું કે તે સુંવાળો હતો. તેની અંદર કાંઇપણ બાકુ શોધી કાહાડવાના ઇરાદાથી હું તેની આસપાસ ફરયો, પણ તેમાંનાનું પણ બાકુ મારી નજરે પડયુ નહીં; અને તે એટલો બધો તો સપાટ હતો કે તેના ઉપર ચડવું ઘણું મુશ્કેલ હતું. તેનો ઘેરાવો આશરે પચાસ ડગલાં હતો. એકાએક સુર્ય અસ્ત થવાની તૈયારીમાં, અને આકાશ જાણે ઘટ્ટ વાદળથી ઢંકાઇ જતું દેખાયું આ અકસ્માતથી હું અચંબો પામ્યો. અને જ્યારે મને માલમ પડયું કે એક મોટા કદનું પક્ષિ કે જે મારી તરફ ઉડીને આવતું હતું તે આ અંધકારનું કારણ હતું ત્યારે મારા અચંબાનો પાર રહયો નહીં. મને યાદ આવ્યું જે ખારવાઓ કહેતા હતા કે રોક નામનું એક મોહોટું પક્ષિ થાય છે; અને વળી મેં અનુમાન કર્યું કે જે મોટા ધોળા દડાએ મારૂં ધ્યાન ખેંચ્યું હતુ તે રોક પક્ષિનું ઇંડું હોવું જોઇએ. આ વાત ખરી નિવડી કારણ કે તરતજ તે રોક પક્ષિ નિચે ઉતર્યું, અને તેના ઉપર જાણે બેસતું હોય તેમ તે બેઠું. જ્યારે તેણે આવતાં જોયું. ત્યારે હું તે ઇંડાની પાસે ગયો જેથી કરીને તે પક્ષિનો એક પંજો મારી નજદિક આવી રહયો. આ પંજો એક મોહોટા ઝાડના થડીઆ જેટલો મોટો હતો. જ્યારે તે રોક પક્ષિ બીજે સવારે ઉડી જ-

શ એવી આશાથી મેં મારી પાઘડીના ગણુવતી મને રાક પક્ષી-ના પંજે બાંધ્યો. મારો ઇરાદો ફતેમંદ નિવડ્યો કારણકે, સવારે તે રૅાક પક્ષિ ઉડયું અને મને એટલે તો દુર ઉંચે લઇ ગયું કે હું જમીન પણ જોઈ શકતો નહોતો. પછી તે એટલી બધી ઝ-ડપથી ઉતરયું કે હું લગભગ બેભાન થઇ ગયો. જ્યારે તે રૅાક પ-ક્ષિ નિચે ઉતર્યું કે તરતજ મેં તે ગાંઠ કે જે તેના પંજે બાંધેલી હતી તે છોડી નાંખી. મેં મારી જાતને આ પ્રમાણે છુટી કરી કે તરતજ તે રૅાક પક્ષિ એક અથાગ મોહોટા સાપ ઉપર ઝડપ મારી, અને તેને ચાંચની અંદર પકડીને ઉડી ગયું. તે જગ્યાની અંદર મને રૅાક પક્ષિએ મુકયો તે બધી બાજુએ પર્વતોથી ઘેરાયલી એક મોહોટી ઉંડી ખિણ હતી. તે પર્વતોથી એટલાતો ઉંચા હતા કે તેઓની ટોચ પણ દેખાતી નહોતી અને તેઓ એટલા બધા તો સિધ્ધા હતા કે તેના ઉપર ચડવું અશક્ય હતું. આથી મને નવો ગભરાટ ઉત્પન્ન થયો કારણ કે જે ટાપુ મેં છોડયો હતો તેની જોડે સરખાવતાં આ સ્થાન સંતોષ કારક નહોતું.

ખિણના કિનારે ફરતાં ફરતાં મને માલમ પડયું કે તે ખિ-ણની અંદર જથાબંધ હીરા વિખરાયેલા હતા. અને તેમાંના કે-ટલાક હીરા અજાએબ કદના હતા, તેમાંના કેટલાક તપાસવામાં મેં મારૂં મન રંજન કીધું. પણ તરતજ મેં આઘેથી કેટલાક જના વર જોયાં કે જેથી મારી સઘળી ખુશી તદન જતી રહી. અને તેથી હું ઘણો બીન્યો તેઓ સાપનું ટોળુ હતું. અને તે-ઓ એટલા તો લાંબા અને મોહોટા હતા કે તેઓમાંનો નાના માં, પણ નાનો એક હાથીને સહેલાઇથી ગળી જાય. તેઓ દહાડે રૅાક પક્ષિ કે જે તેઓનો કટ્ટો દુશ્મન હતો તેની બહિકથી ગુફા-માં સંતાઇ જતા અને ફક્ત જ્યારે અંધારૂં થતું ત્યારેજ બહા-

ર નીકળતાં.

જ્યારે મને તક મળતી ત્યારે વારંવાર થાક ખાતો, હું તે ખિણમાં આમ તેમ ફરયો અને જ્યારે સુર્ય અસ્ત થયો ત્યારે એક નાની ગુફાની અંદર ગયો, અને ત્યાં હું સહિસલામત રહીશ એવું મેં ધારયું. મેં દરવાજો કે જે ઘણો નીચો અને સાંકડો હતો તે એક મોહોટા પથ્થરથી બંધ કરયો. તે પથ્થર એવડો હતો કે જેથી સાપને અંદર આવવાને રસ્તો નહોતો તોપણ હજુ અજવાળુ પડતું. મેં મારા ખોરાકનો થોડો ભાગ ખાધો, પણ ગુફાની બહાર નીકળેલા સાપના ફૂંફાડાથી થતા અવાજથી હું ઘણો બીન્યો. અને મને આખી રાત ઉંઘ આવી નહી. પોફાટતાં સાપો પોતાના ઠેકાણે પાછા ગયા. મેં ધ્રૂજતાં ધ્રૂજતાં તે ગુફા છોડી. અને હું સાચુ કહું છું કે હું હીરાઓ લેવાની ઇચ્છા વગર તેઓના પર લાંબા વખત સુધિ હીંડયો આખરે હું જમીન પર બેઠો અને મારૂં બાજુ ખાનું કર્યાપછી અતિશય ગભરાટમાં પડેલાં છતાં હું જમીનપર સુતો અને ઉંઘી ગયો. મને ભાગ્યેજ જરા ઉંઘની લહેર આવી એટલામાં મારી બાજુપર કાંઇ પડવાથી અવાજ થયો, અને તેથી હું ઝબકી ઉઠયો. તે એક માંસનો મોટો કડકો હતો અને તેજ પળે મેં માંસના ઘણા કડકા ઉપરથી ખડકોપર રગડતાં જોયાં હીરાની ખિણ વિષે અને હીરાઓ વેપારીઓ શી રીતે સંપાદાન કરે છે તે વિષે સાંભળેલા હેવાલ હું હમેશાં ખોટા માનતો હતો. તે વાત ખરી હતી તે મને હવે માલમ પડી. તે શી રીતે તે નીચે પ્રમાણે છે.

વેપારીઓ ગરૂડપક્ષિ પોતાના બચ્ચાને સેવે છે તે વખતે ખિણની આસપાસ આવી રહેલા પર્વતો પર જાય છે. તેઓ માંસના મોટા કડકા કાપે છે અને તે ખિણની અંદર ફેંકે છે અને જે હીરા ઉપર તેઓ પડે છે તે હીરાઓ તેને ચોંટી જાય

છે, તે દેશના ગરૂડ પક્ષીઓ કે જે કોઇ પણ બીજા દેશના ગરૂડ પક્ષી કરતાં વધારે મોટા અને મજબુત હોય છે તેઓના બચ્ચાંને વાસ્તે લઇ જવાને પકડીને તેઓ પોતાના માળા તરફ દોડે છે, તે વખતે વેપારીઓ તરેહ તરેહના બુમાટથી ગરૂડ પક્ષિને તે માંસના કડકા ભોંયપર નાંખી દેવરાવવા જરૂર પાડે છે. અને જે હીરાઓ તે માંસના કડકાને ચોંટે છે તે લઇ લે છે. આ પ્રમાણે દરેક બાજુએથી તે અગત્ય ખિણમાંથી તેઓ હીરા સંપાદાન કરે છે. મેં આ ખિણમાથી કદી બહાર નીકળવાનું અશક્ય ધાર્યું હતું, અને મારૂં મરતું તે ખિણની અંદર થશે એવી મને પક્કી ખાતરી થઇ ગઇ હતી, પણ આ જોતાંજ મારો વિચાર બદલાઇ ગયો અને મારી જીદંગી બચાવવાનો વિચાર કરવા બેઠો. હું મોટામાં મોટા હીરા જે મારી નજરે પડયા તે ભેગા કરવા મંડી ગયો અને ચામડાની કોથળી નિર્ભય પણે બાંધીને હું જમીનપર સુતો.

હું આ સ્થિતિમાં લાંબી વખત ન રહયો એટલામાં ગરૂડ પક્ષિઓ નીચે ઉતરવા મંડયા, અને અકેક માંસનો અકેક કડકો પકડયો અને ઉડી ગયું. એક જબરા ગરૂડ પક્ષિએ જે માંસના કડકાની સાથે હું બંધાયો હતો તે કડકો લઇને ઉડી ગયું. અને તે કડકાની સાથે મને પણ તેના માળામાં લઇ જતાં વેપારી તેઓની બુમાથી ગરૂડ પક્ષિને બીહવરાવવા લાગ્યા. અને તેઓને પોતાનો શિકાર છોડી દેવાની જરૂર પાડી. તેઓમાંનો એક વેપારી મારી પાસે આવ્યો પણ મને જોઇને તે અતિશય અચંબો પામ્યો અને બીન્યો. પણ તેની ધાસ્તિ લાંબીવાર સુધી રહી નહીં અને હું ત્યાં શી રીતે આવ્યો તેની પડપુછ કર્યા વગર તે, તેની માલમતાપર વગર હકે ઘુસવાના વાંક વાસ્તે કજીઓ કરવા મંડયો. મેં કહયું કે હું આ જગાપર શી રીતે આવ્યો તે તમને જ્યારે

આલમ પડશે ત્યારે તમે મારાપર ગુસ્સે થવાને બદલે ઉલટી દયા લાવશો. શાંત થાઓ. કારણ કે મારી કને મારે તેમજ તમારે વા સ્તે સઘળા વેપારીઓના એકંદર હીરા કરતાં પણ વધારે કિંમતી હીરાઓ છે. મેં ખિણના તળીએ સારામાં સારા હીરા પસંદ કર્યા છે. અને તે આ કોથળીમા છે. આમ કહીને મેં તે કોથળી તેને બતાવી.

હું ભાગ્યેજ બોલી રહ્યો એટલામાં બીજા વેપારીઓ મને જોઇને ઘણા અચંબા સાથે મારી આસપાસ ફરી વળ્યા, અને તેઓનો અચંબો મારો વૃત્તાંત સાંભળીને જરા પણ વધ્યો નહીં. તેઓ મારી જીદંગી બચાવવા વાસ્તે કરેલી યુકિતથી જેટલા અચંબો પામ્યા તે કરતાં તે યુકિત અમલમાં આણવાને વાસ્તે મારી હિંમતથી વધારે અચંબો પામ્યો.

જે જગ્યામાં તેઓ સઘળા ભેગા રહેતા હતા તે જગ્યાએ મને લઇ ગયા, અને મારા હીરા જોઇને તેઓ અતીશય અચંબો પામ્યા, અને તેઓએ પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું કે અમે એવી જાતના અથવા તો એવા કદના હીરા પહેલાં કદી જોયાં નહોતા. જે માળાની અંદર મને ગરૂડ પક્ષિ લઇ ગયુ હતું તે માળાના ધણીને (કારણ કે દરેક વેપારીને જુદા જુદા માળા હોય છે.) આજીજી કરી અને તેની મરજીમાં આવે તેટલા હીરા લેવાનું કહ્યું. તેણે તેમાંથી એક નાહાનામાં નાહાનો હીરો લીધો, અને જ્યારે મેં તેને મારી પાસેથી છીનવી લેવાની ધાસ્તી વગર બીજા વધારે લેવાને કહ્યું. ત્યારે તેણે કહ્યું કે ના, આ એકથીજ હું સંતોષ થયો.

તે એટલા તો કિંમતી છે કે તેથી મારી હવે વધારે સફર કરવાની પીડા જશે, મેં તે વેપારી સાથે આખી રાત ગાળી, અને જેઓએ મારો વૃત્તાંત સાંભળ્યો નહોતો તેઓની તૃપ્તિને

વાસ્તે મેં મારો હેવાલ બીજી વાર કહી દેખાડ્યો. જે જોખમ મેં ખમ્યા હતા તેનો જ્યારે હું વિચાર કરતો ત્યારે હું મારી ખુશી ભાગ્યેજ સમાવી શકતો, મારી તે વખતની સ્થિતિ સ્વપ્ન સરખી લાગતી હતી. અને હવે મને ધાસ્તીનું કારણ આવી નહી પડશે એવું હું ધારી શકતો નહોતો.

તે વેપારીઓ કેટલાક દહાડા લગણ ત્યાં રહ્યા, અને જ્યારે જે હીરા તેઓએ ભેગા કર્યા હતા તેથી તૃપ્ત થયા ત્યારે અમે બીજે દહાડે તરતજ નિકળ્યા, અને મોટા સાપથી ભરપુર ઉંચા પર્વતો પર મુસાફરી કરી, પણ સારા નસીબે અમે તેઓને જોયા નહીં. અમે સહિસલામત પાસેના બંદરે પોહોચ્યા અને પછી રોહાના ટાપુએ જવાને નિકળ્યા, કે જ્યાં કપુર ઉઝરડી લેવામાં આવે છે. તે ઝાડ એટલું તો મોહોટું અને જાડું હોય છે કે આશરે સો (૧૦૦) માણસ તેના છાયા નીચે સહેલાઈથી રહી શકે. કપુર રસ ઝાડના મથાળે ચીરો કર્યેથી ઝરે છે, અને પછી વાસણમાં લઇ લેવામાં આવે છે. જેમાં તે બરોબર જાડો થાય છે ત્યાં લગણ રહે છે. રસ આ પ્રમાણે કાહાડી લીધા પછી તે ઝાડ કરમાઇ જાય છે, અને લાકડા જેવું થઈ જાય છે.

આ ટાપુમાં ગેંડો નામે જનાવર થાય છે. તે હાથી કરતાં નાનું પણ ભેંસ કરતાં મોહોટું હોય છે. તેના નાકપર એક સીંગડું નકકુર હોય છે. અને તે એક છેડાથી તે બીજા છેડા લગણ વચગાળેથી ચિરાએલું હોય છે; અને તેનાપર માણસના આકારની કેટલીક ધોળી લીટીઓ હોય છે.

ગેંડો હાથી જોડે લડે છે, અને તેના પેટમાં સીંગડું મારે છે, અને તેના માથાપર ઉંચકી લે છે. પણ હાથીની ચરબી અને લોહી તેની આંખમાં પડે છે, તેથી ગેંડો આંધળો થાય છે અને જમીન પર પડે છે. પણ વધારે અચંબાકારક એ છે

જે રૅાક પક્ષિ આવે છે; અને પોતાના પંજામાં બંનેને પકડે છે. અને પોતાના બચ્ચાને ખવરાવવાને લઇને ઉડી જાય છે.

તમને કંટાળો ન ઉપજે એટલા વાતે તે ટાપુ સબંધી બીજી કેટલીક અજાયબી વાતો કહેવાની હું મુકી દઉં છું. મેં મારા કેટલાક હીરાને બદલે કિંમતી માલ લીધો. ત્યાંથી અમે બીજા ટાપુઓએ ગયા. અને આખરે કેટલાક બંદરો આગળ થોભ્યા. પછી અમે બાલસોરે પહોચ્યા જ્યાંથી હું પાછો બગદાદ ગયો.

પ્રથમ ગરીબની અંદર મેં ઘણો પૈસો વેંહેચી દીધો; અને જે મારી બેહદ હાલતનો બાકી રહેલો પૈસો કે જે આટલી બધી મહેનત અને દુઃખ ભોગવી મેળવ્યો હતો તેનો મેં આબરૂ અને માનથી ઉપભોગ કરયો.

પરૂણાઓ પાછા ઘેર ગયા, અને બીજે દહાડે તેજ વખતે સિન્દબાદને ઘેર પાછા આવ્યા. તે કુંભાર કે જે હવે પોતાના સઘળા દુઃખ ભુલી ગયો હતો તે પણ હાજર થયો. તેઓ ખાનું ખાવાને બેઠા અને ખાનું પુરૂ થઇ રહયું કે તરતજ સિન્દબાદે તેની વાત ધ્યાન દઇને સાંભળવાની વિનંતી કરી, અને પોતાની ત્રિજી સફરનું વર્ણન કરવું શરૂ કર્યું.

---

## સિન્દબાદ વહાણવટીની ત્રીજી સફર.

જે સુખદાયક જીંદગી હું ભોગવતો તેથી મારી બે સફરની અંદર ખમેલા સરવે જોખમો મને વિસારે પડી ગયા પણ હું જુવાન હતો, તેથી હું મંદ આરામમાં મારા દહાડા ગાળવાથી કંટાળી ગયો હતો. અને જે જોખમ મારે ખમવા પડશે તેનો કાંઇ પણ વિચાર ન કરતાં હું દેશનો કેટલાક કિંમતી માલ મારી સાથે લઇને બાલસોરે ગયો ત્યાં હું કેટલાક બીજા વેપારીઓ સાથે ફરીથી સફર કરવા નીકળ્યો, અને લાંબી સફર કરી, અને

કેટલાક ટાપુ આગળ થોભ્યા, અને આથી મેં ફાયદાકારક લેવડ દેવડ કરી.

એક દાહાડો જ્યારે અમે ભરદરીએ હતા ત્યારે એક ભયંકર તોફાન થયું અને તેથી કરીને અમે અમારી ગણત્રી પણ ભુલી ગયા. તે કેટલાક દહાડા સુધી જારી રહયું; અને અમે એક ટાપુ આગળ ઘસડાઇ ગયા; અને તે ટાપુ આગળ કપતાનની મરજી વહાણ લંગારવાની નહોતી પણ અમને વહાણ ત્યાં લંગારવાની અમારી ખુશી ઉપરાંત જરૂર પડી. જ્યારે વહાણના સઢ લપેટી લેવામાં આવ્યા, ત્યારે કપતાને કહયું કે આ તેમજ પાસેના ટાપુઓની અંદર ગુચ્છાદાર વાળવાળા જંગલી લોકો રહે છે. અને તે લોકો આપણાપર હુમલો કરશે; અને જો કે તેઓ ઘણા ઠીંગણા છે તોપણ આપણે તેઓના સામા કાંઇ પણ અટકાવ કરવાનો પ્રયત્ન કરવો નહીં. કારણ કે તેઓની સંખ્યા ઘણી મોહોટી છે. અને જો આપણે તેઓમાંના એકને મારીએ તો તેઓ આપણા પર તીડની પેઠે તુટી પડશે; અને આપણો નાશ કરશે. તેથી વહાણ અંદરના સઘળા લોકોમાં ઘણો ગભરાટ પેદા થયો. અને કપતાન જે કહેતો હતો તે ખરૂ હતું એવી અમને તરતજ ખાતરી થઇ. અમે અમારી તરફ એક ભયંકર જંગલીઓનું મોહોટું ટોળું તરફ આવતું જોયું. તેઓના વાળ નાના, રાતા હતા, અને તેઓ આશરે બે ફીટ ઉંચા હતા, તેઓ પોતે દરીઆની અંદર પડયા, અને તેઓ તરીને અમારા વહાણ આગળ આવ્યા અને તેઓએ તે વહાણને તદન ઘેરી લીધું. જેવા તેઓ અમારી કને આવ્યા તેવાજ તેઓ બોલવા મંડયા પણ અમે તેઓની ભાષા સમજી શકયા નહીં. તેઓ વાહાણની બાજુઓ ને દોરડાએ એટલી બધી ઝડપ અને ચાલાકીથી ચડવાનું સરૂ કર્યું કે તેઓના પગ તેઓને ભાગ્યેજ

અડતાં દેખાયાં અને વહાણની તુતકપર તરતજ આવી પહોચ્યા.

અમારી જાતનું રક્ષણ કરવાને અને તેઓની જોડે બોલવાને પણ અમે આવી પડતા દુખને દૂર કરવાને હિંમત વગરના જે સ્થિતીમાં હતા, તેનો તમે સહેલાઈથી વિચાર કરી શકશો, તેઓએ સઢને વિખેરી નાંખ્યા અને લંગરમાંથી દોરડા છોડી નાંખ્યાં, અને વહાણને કિનારા આગળ ઘસડી લઈ ગયા, અને અમને વહાણની અંદરથી ઉતરવાની જરૂર પાડી. આ પછી તેઓ જે ટાપુમાંથી આવ્યા હતા તે ટાપુમાં અમને લઈ ગયા.

જે ભયંકર કારણ તમે થોડી વારમાં સાંભળશો. તેને વાસ્તે સઘળા સફરીઓ તે ટાપુથી સાવચેતપણે દૂર રહેતા હતા. પણ અમારા કમનસીબે અમને ત્યાં દોરાયાં હતાં અને અમારે તેને તાબે થવાની જરૂર પડી હતી.

અમે તે કિનારો છોડ્યો અને તે બેટની અંદર વધારે દૂર જતાં અમને કેટલોક ભાજીપાલો અને ફળ નજરે પડયાં. અને અમારી જીંદગી અમારાથી જેમ બને તેમ લંબાવવા અમે ખાધો. કારણ કે અમારો તઓ હોમ કરશે એવી અમને આશા હતી. જેમ અમે ચાલતા ગયા તેમ કેટલેક દૂર અમે એક મોટી ઇમારત જોઈ. અને તેની તરફ અમે ચાલ્યા. તે મકાન ઊંચુ અને મોહોટું હતું અને તેને બેવડા આબનૂસ લાકડાનો બનાવેલો દરવાજો હતો અમે જેવો તેને ઠોક્યો તેવોજ ઉઘડયો. અમે ચોગાનની અંદર પેઠા. અને અમારી સામે ખાટલા સહિત એક મોહોટો ઓરડો જોયો તેની એક બાજુએ મનુષ્યનાં હાડકાંનો એક મોહોટો ઢગલો કરેલો હતો. અને તેને સેકવાને વાસ્તે બીજી બાજુ કેટલાક તવા પડયા હતા. આ દેખાવ જોઈને અમે ઘણા ચમકયા. અમે ઘણા થાકી ગયા હતા અને વધારે ચાલવાની શ-

ક્તિ ન હોવાથી અમે જમીનપર પડયા જ્યાં બિહીકથી હાલવાને અશકત અમે ઘણા વખત સુધી ત્યાંને ત્યાં પડી રહ્યા.

સુર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો; અને હું કહી ગયો છું તે પ્રમાણે અમે દયાવંત સ્થિતિમાં હતા એટલામાં તે કમાડ ઉઘડયા; અને તેથી ઘણો મોહોટો અવાજ થયો, અને તાડના જેટલો ઉંચો અને ભયંકર આકૃતિવાળો એક કાળો માણસ બહાર નિકળ્યો. તેના કપાળની અંદર એક વિક્રાળ આંખ હતી અને તેના લાંબા, તિક્ષણ દાંત મોહોડાની બહાર નિકળી આવેલા હતા. તેનું મુખ ઘોડાના મોહોડા જેટલું પોહોળું હતું; અને તેનો નીચેનો હોઠ તેની છાતીપર લબડતો હતો. તેના કાન હાથીના કાનને મળતા આવતા હતા; અને તેના ખભાને ઢાંકી દેતા હતા, અને તેના લાંબા, નખ મોહોટા પક્ષિના પંજા જેવા વાંકા હતા.

આ મોટા ભયંકર રાક્ષસને દેખીને અમને મુર્છા આવી, અને મરી ગયેલા માણસની પેઠે અમે લાંબા વખત સુધી પડી રહ્યા. આખરે અમે શુધ્ધિમાં આવ્યા, અને પોતાની તિક્ષણ આંખથી તપાસતો દેવડી ઉપર બેઠેલો અમે તેને જોયો. જ્યારે તે સઘળા-ને બરોબર તપાસી રહયો એટલે તે મારી તરફ આવ્યો; અને મારી કને આવીને તેણે મને તરફ હાથલાંબો કર્યો. અને મારી ગર-દનથી પકડીને એક કસાઇ, ઘેટાના માથાને પકડીને ફેરવે તેમ ચોગરદમ ફેરવી જોયો. મને બરોબર તપાસ્યા પછી જ્યારે તેને માલમ પડયું કે મારી અંદર હાડકા અને ચામડી સિવાય બી-જું કાંઇ પણ નહોતું ત્યારે તેણે મને છોડદો. તેણે વારા ફરતી બીજાઓને પણ ફેરવીને તપાસી જોયા; અને કપતાન સઘળાં કરતા વધારે જાડો હોવાથી જેમ હું ચકલીને પકડું તેમ તેણે તેને એક હાથે પકડયો; અને બીજે હાથે તેના શરીરમાં એક સળીઓ ઘોચ્યા પછી તેણે ભારે દેવતા સળગાવ્યો; અને તેને શેકયા પછી

પોતાના ઓરડામાં લઈ જઇ તેનું ખાનું કર્યું. ભોજન કરી રહ્યા પછી તે પાછો દેવડી પર ગયો; અને ત્યાં તે ઉંઘી ગયો. અને ગર્જના કરતાં પણ મોટેથી ઘોરવા લાગ્યો. તે સવાર-સુધી જાગ્યો નહીં, પણ અમે તે રાત અતિદુઃખમાં ગુજારી. સવારે તે રાક્ષસ ઉઠ્યો, અને અમને તે મહેલમાં મુકીને બહારગયો.

જ્યારે તેને અમે કેટલેક દુર ગએલા ધાર્યો એટલે અમે કકળાટ કરવા મંડી ગયા, કારણકે તે રાક્ષસને હેરાન કરવાની બિહીકથી અમે આખી રાત ચુપ રહ્યા હતા. તે મેહેલની અંદર હાયહાય થઇ રહી. જો કે અમે ઘણા હતા અને અમારે ફકત એકજ દુસ્મન હતો, તો પણ તેને નાશ કરી અમારી જાતને છુટા કરવા નો વિચાર અમારા મનની અંદર આવ્યો નહીં. અમે જુદી જુદી યુકિતનો વીચાર કરવા લાગ્યા.

પણ અમે એકકેનો નિશ્ચય કર્યો નહીં. પણ ઇશ્વરપર આ-ધાર રાખીને અમે તે ટાપુમાં આખો દહાડો આમ તેમ ફર્યા, અને જે ફળ અને ફુલ અમારી નજરે પડયા તે ખાધા. સાંજે રાત ગુજારવાને વાસ્તે કોઇ આશ્રમ શોધવા ગયા. પણ એકકે ન જડી આવવાથી અમારે આખરે તે મેહેલમાં જવાની જરૂ-રે પડી.

તે રાક્ષસે અમારા સાથીઓમાંથી એકનુ, ભોજન કર્યું. અ-નેઃપછી ઉંઘી ગયો, તેણે પેહેલાની પેઠે સવાર સુધી ઘોર્યા કર્યું અને જ્યારે તે ઉઠયો ત્યારે તે પેહેલાની પેઠે બહાર ગયો. અ-મારી હાલત એટલી બધી તો આશા રહિત હતી કે મારા કેટ-લાક સાથીઓ આવી ભયંકર રીતે મત્યુને આધિન થયા કરતાં દરિઆમાં પડી મરી જવાની તૈયારીમાં હતા, અને બીજાને પણ એમ કરવાની શિખામણ દેતા હતા. પણ અમારામાં ને એક જણ આમ બોલી ઉઠયો કેઃ—

આપઘાત કરવાની શાસ્ત્રમાં મના કરેલી છે, અને જો તેની છુટી હોય તોપણ જે ઘાતકી રાક્ષસે આપણને આ પ્રમાણે મારી નાંખવાનું નક્કી કર્યું છે તેનો નાશ કરવાનો પ્રયત્ન કરવો તે શું વધારે ડહાપણનું કામ નથી?

મેં તે જાતની યુક્તિ મહારા મનમાં કરી રાખી હતી તેથી મેં મારા દુઃખી ભાઇઓને તે કહી; અને તેઓએ તે પસંદ કરી. પછી મેં કહ્યું કે મારા મિત્રો તમે જાણો છો કે દરિઆ કાંઠે પુષ્કળ લાકડું છે. જો તમે મારી શિખામણ માનો તો આપણે તેના કેટલાક મછવા બનાવીએ; અને તેઓને બનાવી રહ્યા પછી જ્યાં સુધી આપણને તેનો ઉપયોગ કરવાની તક મળી આવે ત્યાં સુધી આપણે તેઓને કોઇ લાયક જગ્યામાં રહેવા દઇશું. તે રાક્ષસથી છુટા થવાને જે યુક્તિની મેં દરખાસ્ત કરી છે તે યુક્તિ તે દરમીયાનમાં અમે અમલમાં લાવીશું; અને જો આપણે તેમાં બર આવીશું તો આપણે કોઇ પણ આવી પુગશે ત્યાં સુધી આપણે અહિઆં ધીરજ રાખી રહીશું; અને એ પ્રમાણે આ નાશકારક ટાપુ આપણે છોડી શકીશું. જો આપણે તે યુક્તિમાં નિષ્ફળ જઇશું તો આપણે આપણા મછવાની અંદર બેસીને દરિઆમાં હંકારી જઇશું. હું કબુલ કરૂં છું કે આવા નાજુક મછવાની અંદર બેસવું જો કે જીંદગીને વધારે જોખમકારક છે તો પણ તે રાક્ષસના આંતરડામાં દટાયા કરતાં પાણીની અંદર ડુબવું શું વધારે પસંદ કરવા લાયક નથી! મારી સલાહ બધાને પસંદ પડી, અને અમે દરેક મછવાની અંદર ત્રણ માણસ બેસી શકે એવા કેટલાક મછવા બાંધ્યા.

સાંજ પડતા, અમે તે મેહેલમાં પાછા ગયા અને તે રાક્ષસ થોડા વખતમાં અમારી પાછળ આવ્યો. વળી અમારામાં

ના બીજાનો તે રાક્ષસે ભોગ લીધો. પણ અમે તેના ઘાતકી પણાનું વેર તરતજ લેવાના હતા તે પોતાનું અઘોરખાનું કરી રહ્યો એટલે હમેશની માફક સુઈ રહ્યો. જેવાજ અમે તેને ઘોરતા સાંભળ્યો કે તરતજ મેં અને અમારામાંના બીજા નવ અતિશય હિંમતવાન જણે એકેક લાખંડની સળી લીધી. તેના છેડા રાતાચોળ કર્યા; અને તેની આંખમાં ભોકયા, તથી તે આંધળો થયો. આથી તે રાક્ષસને બેહદ દુઃખ થયું, અને તેણે ભયંકર ચીસ પાડી. તે પોતે એકાએક ઉઠયો; અને તેણે અમારામાંના કોઇને ઝાલવાને અને મારી નાંખવાને પોતાના હાથ ચોગરદમ ફેરવ્યા. પણ સારા નસીબે મને તેનાથી કેટલાક દુર નાશી જવાને વખત મળ્યો હતો; અને તેના પગલાથી ચગડાઈ ન જઈએ તેવી જગ્યાપર અમે પડી રહ્યા. અમને ફોગટ સોધ્યા પછી તેને આખરે બારણું જડયું; અને દુઃખથી બરાડતો તે બહાર નિકળ્યો. અમે તે રાક્ષસે તે જગ્યા છોડયા પછી તરતજ છોડી. અને જે કિનારે મછવા પડયા હતા ત્યાં ગયા. અમે તે મછવા તરતા મુકયા, અને કદાપિ કોઇ પણ જાણીતો તે રાક્ષસને ત્યાં આગળ દોરી લાવે તો મછવાની અંદર ચડી બેસવાને અમે વહાણું વાતાં સુધી વાટ જોઈ; અને જો તે રાક્ષસ સવાર સુધી ન જોવામાં, અને તેની બુમ તથા ચીસ સાંભળવામાં આવે તો અમે તેને મરી ગયેલો ધારવાના હતા; અને તે ટાપુ આગળ કોઇ પણ વહાણ આવી પહોચે ત્યાં સુધી તે ટાપુમાં રહેવાનો અમે વીચાર કર્યો હતો. પણ સવાર થતાંજ અમે અમારા કટ્ટા દુસ્મનને, તેના કદના બે રાક્ષસો અમારી તરફ દોરી લાવતા જોયા, અને બીજા કેટલાક રાક્ષસો અમારી તરફ ઘણી ઝડપથી દોડયા આવતા હતા.

આ જોતાંજ અમે ઝડપથી અમારા મછવા તરફ દોડયા.

અને બને તેટલી ઝડપથી અમારા મછવા હંકારવા મંડી ગયા. આ જોઇને રાક્ષસોએ મોહોટા પથ્થરા લીધા; અને કીનારા તરફ ઘણીજ ઉતાવળથી દોડયા. તેઓની કેડ સુધી પાણી આવ્યું ત્યાં સુધી તેઓ અમારી તરફ પથ્થર ફેંકવાને; દરીઆની અંદર ધસવાને હીંમત ધરી; અને તેઓએ અમારી તરફ એવા જોરથી અને તાકીને પથ્થર ફેંક્યા કે જે મછવાની અંદર હું બેઠો હતો તે સિવાય સર્વે મછવાઓ ડુબી ગયા; અને તેથી સારા નશીબે હું અને મારા બે સાથીઓ ફકતજ જીવતા રહ્યા, અને બાકીના સઘળા ડુબી ગયા. અમે અમારા સઘળા જોરથી હલેસાં મારતા હતા તેથી અમે થોડા વખતમાં પથ્થર વાગે તેના કરતાં વધારે દુર જતા રહ્યા. જયારે અમે ભર દરીએ ગયા એટલે પવન અને મોજા અમને હેરાન કરવા લાગ્યા, અને અમે તે દહાડો અને રાત ઘણાજ ભયની અંદર ગુજારી. પણ સારા નશીબે બીજી સવારે અમે એક ટાપુ આગળ જઇ પહોંચ્યા; અને તે ટાપુ પર અમે ઘણી ખુશીથી ઉતર્યા. અમને કેટલાક સુંદર ફળ જડી આવ્યાં, અને તેથી અમારૂ જતું રહેલું જોર પાછું આવ્યું.

સંધ્યાકાળે અમે દરીઆ કીનારે સુઇ રહેવાને ગયા. પણ તાડના જેટલા લાંબા એક મોહોટા સાપથી જમીનપર થતા છીપોના અવાજથી અમે ઝબકી ઉઠ્યા. તે સાપ એટલો તો પાસે હતો કે, પોતાની જાતને છોડાવવાને અતિશય પ્રયત્ન કર્યા છતાં તે અમારામાંના એક સાથીને ગટ કરી ગયો. કારણ કે તે સાપે તેને કેટલીવાર હલાવ્યો, અને તેને જમીનપર ચગદી નાંખીને તેને તરતજ ગળી ગયો.

મારો બીજો સાથી અને હું તરતજ નાશી ગયા, અને જો કે અમે કેટલેક દુર ગયા હતા તોપણ અમે જે અભાગીયા

માણસને તે સાપ ગળી ગયો હતો, તેનાં હાડકાં ચોકાચી નાંખ-વાથી થતો અવાજ અમે સાંભળ્યો. બીજે દહાડે જે શંસય અમને પડયો હતો તે ખરો ભાસ્યો. પછી હું મોટેથી બોલ્યો કે હે ઇશ્વર! હાલ અમે કેવા ભયની અંદર છિએ? ગઇ કાલે અમે એક રાક્ષસના ઘાતકીપણાથી અને મોજાના જોસમાંથી બચી જવાને વાસ્તે ખુશી થતા હતા; અને આજે વળી તેના જેવડાંજ ભયમાં ફરીથી આવી પડયા છીએ.

જેવા અમે જતા હતા એવામાં અમે એક મોહોટું અને ઉંચું ઝાડ જોયું; અને તે સહિસલામતિમાં રહેવાના ઇરાદાથી અમે તે ઝાડપર આખી રાત ગુજારવાનું નક્કી કરયું. અમે આ-ગળ દહાડાની પેઠે કેટલાંક ફળ ખાધાં. અને રાત પડતા પહેલાં તે ઝાડપર ચડી ગયા. અમે તે સાપને ઝાડના તળિએ અવાજ કરતાં સાંભળ્યો, તે, ઝાડના થડાએ અડેલીને ઉભો થયો. અને મારો સાથી જે મારા કરતાં નીચે બેઠો હતો તેને પકડીને ગળી ગયો; અને પછી પાછો જતો રહ્યો.

હું ઝાડપર સવારે લગણ રહયો, અને પછી મુડદા જેવો થ-ઇ ગએલો નીચે ઉતર્યો. મારૂં પણ તેવીજ રીતે મત્યુ થશે. એવું હું ખચિત ધારતો હતો. આ વિચારથી હું ભયભિત થયો અને હું તેથી તારો ગાર થઇ ગયો અને દરિઆમાં પડવાના ઇરાદાથી હું કેટલુંક ચાલ્યો. પણ જીદંગી જ્યાં સુધી બચે ત્યાં સુધી બચા-વવી વધારે ઇચ્છવા જોગ છે એવું ધારીને મેં નિરાશ થવું છોડી દીધું; અને ઇશ્વર કે જે આપણને જેથી સારૂં થાય તેવી રીતે આપણી જીદંગીને ઠેકાણે પાડે છે તેના પર આધાર રાખ્યો.

મેં લાકડાંના કેટલાક નાના કકડા અને કાંટાના ઝાડ ભેગા કર્યા; અને તેઓના ભારા બાંધીને તે ઝાડના આસપાસ એક મો હોટા કુંડાળામાં મુકયાં. અને મારૂં માથું ઢાંકવાને કેટલાંક

તેની ટોચપર મુકયા. આ કરી રહ્યા પછી મેં મારી જીદંગી બચાવવાને મારાથી બને તેટલી મેહેનત કરી છે એવા બેદરકાર દિલાસા સહિત આ કુંડાળાની અંદર ભરાયો કે તરત સાંજ પડી. તે સાપ મારો ભક્ષ કરવાને પાછો આવ્યો, અને મને ફાડી ખાવાને પ્રયત્ન કરવા લાગ્યો. પણ જે મેં લાકડાનો કોટ કર્યો હતો, તેથી તેની મહેનત નિષ્ફળ ગઇ. બિલાડી જેમ ઉંદરને પકડવાનું કરે તેમ તે આખી રાત મારાપર હુમલો કરતો હતો. આખરે સવાર થઇ અને તે પાછો ફર્યો, પણ તડકો ઉગ્યો તે પહેલા મારા કિલ્લાની બાહાર જવાની મારી હીંમત ચાલી નહીં.

હું ચોકી કરવાથી તેમજ મારો આશ્રમ બાંધવાની મહેનતથી અને ખરાબ હવાથી એટલો બધોતો કંટાળી ગયો હતો કે આવા ભયની અંદર સદા રહેવા કરતા મોત મેં પસંદ કર્યું. પણ ઇશ્વરને મારી સ્થિતિની દયા આવી; અને જે પળે હું દરિઆમાં પડવાને જતો હતો તેજ પળે મેં કેટલેક છેટે એક વહાણને આવતું જોયું. મેં મારા સઘળા જોરથી બુમ પાડી અને વહાણ પરના સઘળા માણસનું ધ્યાન ખેંચવાને મારી પાઘડી ઉડેલી, અને કપતાને મારે વાસ્તે એક હોડી મોકલી.

જેવોજ હું વહાણપર ચડ્યો કે તરતજ તે વેપારીઓ અને ખલાસીઓ હું તે વેરાન ટાપુમાં શી રીતે પહોચ્યો હતો તે જાણવાને ઘણા આતુર થયા; અને જે સઘળું મને વીત્યું હતું તે મે જ્યારે કહી દેખાડ્યું ત્યારે તેઓમાંના ઘરડાઓએ કહયું કે તે ટાપુની અંદર રાક્ષસો રહે છે, એવું તેઓએ સાંભળ્યું હતું, અને તેઓ માંસહારી હતા અને મનુષ્યને કાચા અથવા સેકીને ખાઇ જતા હતા.

વળી તેઓએ વધારામાં કહ્યું કે તે ટાપુની અંદર ઘણા સાપ રહે છે, અને તેઓ દહાડે પોતાના દરમાં સંતાઇ જાય

છે અને રાતે બહાર નીકળે છે.

આટલા બધા જોખમમાંથી સારા ભાગ્યે હું છુટી આવવાને વાસ્તે તેઓએ બેહદ ખુશી બતાવી, અને હું ભુખ્યો હઇશ એવું ધારી તેઓએ મને સારામાં સારો ખોરાક ખાવાને તાણ કરીને આપ્યો, અને મારાં લુગડાં ફાટી ગએલાં છે એવું માલમ પડવાથી કપ્તાને, મને ઉદાર મનથી પોતાના કેટલાંક લુગડાં આપ્યાં. અમે લાંબા વખત સુધી દરિઆમાં રહ્યા. અને કેટલાંક ટાપુ આગળ અમે મુકામ કર્યો, આખરે અમે સેલહેટના ટાપુમાં કે જ્યાં સુખડનું લાકડું (કે જે દવાની અંદર વપરાય છે,) તે જથાબંધ પેદા થાય છે. ત્યાં જઇ પોહોચ્યા. અમે તે બંદરની અંદર પેઠયા, અને ખીલાડા દરિઆમાં ફેંકી અમારૂં વહાણ થોભાવ્યું, અને વેપારીઓ પોતાનો માલ ખાલી કરવા, વેચવા અને લેવડદેવડ કરવા મંડી ગયા. એક દહાડો કપતાને મને બોલાવ્યો અને કહ્યું કે પ્યારાભાઇ એક વેપારી કે જે કેટલોક વખત માહારા વહાણની અંદર હતો, તેનો માલ મારા કબજામાં છે. આ વેપારી મરી ગયેલો છે, અને જો કદાપિ તેનો કોઇપણ સગો મને મળી આવે તો તેને હું તે માલ હવાલે કરૂં, એવા ઇરાદાથી હું તેમાલ લેવડદેવડ કરવાને ઇચ્છું છું. તે ગાંસડીઓ તુતક ઉપર પડી છે. તેણે મને તે ગાંસડીઓ બતાવી અને કહ્યું કે જે ગાંસડીઓ વિષે આપણે વાત કરતા હતા તે આ રહી. તમે તે ગાંસડીઓ તમારા હવાલામાં લ્યો, અને લેવડદેવડ કરો. તમારી મહેનત વાસ્તે જે ઘટીત હશે તે તમને મળશે. મેં હા પાડી અને મને કામે લગાડવાની જે તક તેણે આપી હતી તેને વાસ્તે મેં તેનો આભાર માન્યો.

વહાણની અંદરના કારકુને ગાંસડીઓના માલ ધણીના નામની નોંધ કરી લીધી, અને જે ગાંસડીઓ મને સોંપવામાં

આવી હતી તે કોના નામ નોંધવી એવું જ્યારે કપતાનને તેણે પુછ્યું, ત્યારે સિન્દબાદ વહાણવટિના નામ એવો તેણે જવાબ દીધો. મેં મારૂં નામ સાંભળ્યું. અને તેથી અકળાયો. મેં તે કપતાન સામું ધારીને જોયું. મેં તેને ઓળખ્યો, કારણકે જે ટાપુમાં હું જરા આગળ ઉંઘી ગયો હતો તે ટાપુપર મને મુકી મે જતો રહ્યો હતો તે એજ માણસ હતો, અને તેણે મારી વાટ ન જોતાં વહાણ હંકારી મુકયું હતું. મેં તેને જ્યારે જોયો હતો તે કરતાં તે એટલો તો બદલાઇ ગયો હતો કે હું તેને ઓળખી શકયો નહી. હું મરી ગયો છું એવું તે ધારતો હતો, તથા તેણે મને ઓળખ્યો નહી, તેમાં કાંઇ અચંબાકારક નહોતું. મેં તેને કહ્યું કે કપતાન સાહેબ જે માણસનો આ માલ છે, તેનું નામ શું સિન્દબાદ હતું? તેણે કહ્યું કે હા, તેનું નામ સિન્દબાદ હતું. તે બગદાદથી આવ્યો હતો, અને મારા વહાણમાં બાલસોરાથી બેઠો હતો. એક દહાડો અમે મીઠું પાણી લેવાને એક ટાપુને કીનારે ગયા, અને અમારી ભુલથી તે પછાડી રહી ગયો. વહાણ ઉપડી ગયા પછી ચાર કલાકે મને અમારી ભુલ માલમ પડી. પણ અમારા સામો પવન એટલાબધા જોરસાથી વાતો હતો કે અમે પાછા ફરી શકયા નહી. મેં ફરીથી કહ્યું કે શું તમે તેને મરી ગએલો ધારો છો? તે કપતાને કહ્યું કે બેશક તે મરી ગયો હશે. મેં કહ્યું ત્યારે ઠીક, તમારી આંખો ઉઘાડો, અને જુઓ કે જે સિન્દબાદને તમે તે વેરાન ટાપુમાં મુકી દીધો હતો તે હાલ તમારી આગળ ઉભેલો છે. હું એક નાના ઝરાના કિનારા ઉપર ઉંઘી ગયો અને જ્યારે હું જાગ્યો, ત્યારે વહાણ જતું રહ્યું છે એવું મને માલમ પડયું.

આ સાંભળતાંજ કપતાને મારાપર તાકીને જોયું, અને ઘણા સાવધપણાથી તાકીને જોતાં તેણે મને ઓળખ્યો, મને ભે-

ડીને તે બોલ્યો કે ઇશ્વરનો આભાર માનો. કારણકે સારા નસીબે મને મારી ભુલ સુધારવાની તક મળવાથી મને ઘણી ખુશી પેદા થઇ છે. તમારો માલ આ રહ્યો. અને તે મેં ઘણી સંભાળથી સાચવી રાખ્યો છે. અને જે દરેક બંદર આગળ મુકામ કરતા ત્યાં હું તેની કિંમત કરાવતો અને માલ અદલ બદલ કરતો. તેનાપર કરેલા ફાયદા સહિત હું તમને પાછો તમારો માલ આપું છું. તેનો મેં ઘટતો આભાર માનીને તે માલ સ્વિકાર્યો.

સેલહેટના ટાપુમાંથી અમે બીજે ટાપુએ ગયા. અને અમે લવંગ, તજ અને બીજા તેજાના ખરીદ્યાં. જ્યારે અમે તે ટાપુથી કેટલેક દુર ગયા ત્યારે અમે એક મોટો કાચબો જોયો, અને તે આશરે વીસ હાથ લાંબો અને પોહોળો હતો. અને વળી અમે એક ઉભયચર પ્રાણિ જોયું; અને તે ગાયનીપેઠે દુધ દેતું હતું, તેની ચામડી એટલી તો જાડી હોય છે કે તેની ઢાલ બનાવવામાં આવે છે. વળી મેં બીજું જનાવર જોયું, અને તેનો રંગ અને આકાર ઉંટના જેવો હતો, આખરે લાંબી મુસાફરી કર્યા પછી અમે બાલસોરે પોહોંચ્યા; જ્યાંથી હું બેહદ દોલત લઇ બગદાદ ગયો. મેં ઘણી ખરી દોલત ગરીબને આપી, બાકી જંગમ મિલકતમાં મેં ઘણો વધારો કર્યો.

આ પ્રમાણે સિંદબાદે પોતાની ત્રીજી સફરનું વર્ણન કર્યું, અને હિંદબાદને ફરીથી (૧૦૦) સેકવીન્સ આપ્યા, અને બીજે દહાડે તેને હમેશનું ખાનું ખાવા આવવાને નોતરૂં દીધું. કારણકે ત્યારે તેની ચોથી સફરનું વર્ણન તે કરવનો હતો. હિંદબાદ અને બીજા પરૂણાઓ પોતાને ઘેર ગયા અને બીજે દહાડે તેજ વખતે પાછા આવ્યા. ખાનું થઇ રહ્યા પછી સિંદબાદે પોતાના સાહસ કામોનું વર્ણન સરૂ કર્યું.

# સિંદબાદ વહાણવટિની ચોથી સફરનું વર્ણન.

મારી ત્રીજી સફર પછી જે સુખ અને એશઆરામમાં હું પડ્યો હતો તેઓ મને ફરીથી દરિઆઇ જોખમથી દૂર રાખવાને પુરતા શક્તિમાન નહોતા. વેપાર અને કૌતુક જોવાની આકાંક્ષા મને ફરીથી થઇ. માહારૂં કામકાજ કરી રહ્યા પછી, અને જે જગ્યાની માહારી મુલાકાત કરવાની ઇચ્છાઓ હતી, તેને લાયક માલ ખરીદ્યાપછી હું નીકળ્યો, અને ઇરાન તરફ મુસાફરી કરી; અને કેટલાક પ્રાંત ઓળંગ્યા પછી હું આખરે એક બંદર આગળ જઇ પહોચ્યો. અને ત્યાં હું વહાણપર ચડી બેઠો. અમારૂં વહાણ હંકારવામાં આવ્યું. અને તેરાફર્માના કેટલાક બંદર અને પુર્વમાં આવેલા ટાપુ આગળ અમે મુકામ કર્યો. પણ એક દહાડો જ્યારે અમે વહાણનું એક મોહોટું દોરડું બનાવતા હતા એટલામાં પવનના એકાએક ઝપાટાથી વિસ્મિત થઇ ગયા; અને તેથી કપતાનને પોતાના સઢ ઓછા કરવાની જરૂર પડી. તે ભય ભરેલા જોખમમાંથી દૂર રહેવાને વાસ્તે કપતાને અગત્યના હુકમ કર્યા, પણ અમારી સઘળી સાવચેતી નકામી થઇ; અને અમારી સઘળી મહેનત પણ નકામી થઇ પડી. સઢના કડકે કડકા થઇ ગયા, અને તે વાહાણ વશ ન રહેવાથી એક ખરાબા તરફ ખેંચાઇ ગયું, અને તેના કડકે કડકા થઇ ગયા. અને આથી અમારો માલ તેમજ અમારામાંના કેટલાક નાશ પામ્યા.

સારા નસીબે મારા અને કેટલાક વેપારી અને ખારવાના હાથમાં વહાણના પાટીયાં આવી ગયાં અને અમે અમારી કનેના ટાપુ તરફ પ્રવાહના જોસથી ખેંચાઇ ગયા. અમને કેટલાક ફળ અને મીઠું પાણી જડી આવ્યું, અને તેથી અમારું જોર

ખાડું આવ્યું: અમે વધારે દૂર ગયા વગર અમને જે જગ્યાંપર પાણીનાં મોજાંએ ફેંકયા હતા ત્યાં સુઈ ગયાં. અમારો કમનસીબને વાસ્તે થતી દિલગીરીથી અમે અમારા મોત વિષે બે શાકરા થઈ ગયા. બીજે સવારે જ્યારે સુર્યનારાયણે દર્શન દીધા ત્યારે અમે તે કિનારાને છોડયો. અને અમે તે ટાપુ તરફ વલ્યા, એટલે કેટલાક ઘર અમારી નજરે પડયા, અને અમે તે તરફ ગયા. જ્યારે અમે પાસે ગયા ત્યારે કેટલાક હબસી અમારી પાસે આવ્યા. અને અમને ઘેરી લઈને પકડયા, અને તેમણે અમને વેંહેંચી લીધા, અને પછી તેઓ પોતાને ઘેર લઈ ગયા.

મને અને માહારા પાંચ બીજા સાથીઓને એકજ જગ્યામા લઈ જવામાં આવ્યા હતા. તેઓએ અમને બેસાડયા. અને અમને કેટલાક ભાજીપાલો આપ્યો, અને તે ખાવાને અમને નિશાની કરી. જેઓએ તે ભાજીપાલો અમને આપ્યો હતો તે પોતે ખાતા નહોતા તેનો કાંઇ પણ વિચાર કર્યા વગર મારા સાથીઓએ પોતાની ઇચ્છા પ્રમાણે ભાવે તેટલો ખાધો. તે ભાજીપાલો કાંઇપણ સારા ઇરાદાથી અમને આપવામાં આવ્યો નહોતો, એવું હું મારી અગમ બુધ્ધિથી ચેત્યો; અને મેં તે ખાવાની નાં પાડી. મેં તે ના ખાધો તેથી સારા પરિણામ નિવડયાં, કારણકે મને તરતજ ખબર પડી કે મારા સાથીઓ તે ખાવાથી તરતજ તેઓની સ્થિતિનું સ્મરણ ભુલી ગયા, અને જે તેઓ કહેતા હતા તે પણ તેઓ વિસરી ગયાં; પછી તેઓએ અમને કોપરેલ તેલમાં રાંધેલા કેટલાક ચોખા આપ્યાં. મારા સાથીઓ બેભાન હોવાથી અશાંતીપણાથી ખાધા. મેં પણ તેમાંના થોડાક ચોખા ખાધા. અમને બેભાન કરવાને અને અમારી દુઃખી સ્થિતિથી થતી દીલગીરી દુર કરવાને તે હબસીઓએ અમને તે ભાજીપાલો ખાવાને આપ્યો હતો, અને તે ચોખા અમને જાડા

થવાને આવ્યા હતા. તેઓ માંસહારી હતા, તેથી જ્યારે અમે જાડા થઇએ ત્યારે તેઓ અમારા માંસપર ઉજાણી કરવાનું ધારતા હતા, મારા કેટલાક સાથીઓ તેઓના જંગલી રિવાજના ભોગ થઇ પડયા. કારણકે તેઓની અક્કલ મારી ગઇ હતી, અને તથા તેઓ પોતાના ભવિષ્ય જોઇ શકયા નહીં. હું બીજાના પેઠ જાડો થવાને બદલે દહાડે દહાડે પાતળો થતો ગયો. મારૂં મોત થશે એવી બીહિકથી જે ખોરાક હું ખાતો તેનું ઝેર થઇ જતું. અને હું અતિશય નબળો પડી ગયો. અને માંહારા અતિશય પાતળાપણાએ મને છેવટે ઘણો ફાયદો કર્યો. કારણકે તે હબસીઓએ મારા સઘળા સાથીને ખાઇ ગયા હતા; અને હું સાજો થાઉં ત્યાંસુધી મને જીવતો રહેવા દેવાને તેઓ ખુશી હતા: તે દરમિયાનમાં મને તેઓ ઘણી છુટ આપતા. અને હું જે કામ કરતો તેને તેઓ ભાગ્યેજ નિહાળતા. આખરે મને એક દહાડો તે હબસીનું ઘર છોડવાની અને નાસી જવાની તક મળી. એક ઘરડા માણસે મને જોયો, અને તેણે મારો વીચાર પારખી કહાડયો; અને મને પાંછા આવવાનું કહ્યું. પણ આથી હું વધારે ઝડપથી દોડયો અને તેની નજરે પડું તેના કરતાં પણ વધારે દુર જતો રહયો. અમારા ટોળાની અંદર તે ઘરડો માણસ એકલોજ હતો. કારણ કે સઘળા હબસીઓ તે દહાડે બહાર ગયા હતા; અને તેઓના રીવાજ પ્રમાણે તેઓ રાત પડયા પહેલા ઘેર આવવાના નહોતા. જ્યારે તે ઘેર આવશે ત્યારે મારી શોધમાં આવવાને ઘણું મોડું થઇ જશે. તેથી તેઓ આવશે નહીં એવી ખાતરી હોવાથી મેં સાંજસુધી આખાડા ચાલ્યાજ કરયું. અને પછી મારી ભુખ મટાડવાને અને થોડો આરામ લેવાને હું અટકયો, હું તરતજ આગાડી ચાલ્યો; અને સાત દહાડા લગણ કાંઇ ઘણુ પાક ખાધા વગર ચાલ્યા

કરયું. હું જે જગ્યામાં માણુસની વસ્તી દેખાતી તે જગાથી દુર રહેતો હતો. અને હું ફકત નાળિએર પર મહારૂં ગુજરાન ચલાવતો અને આથી મને ખોરાક તથા પાણી એ બંનેની તંગી પુરી પડતી.

આઠમે દહાડે હું દરિઆના કિનારાપર આવી પહોચ્યો અને ત્યાં મારા જેવા કેટલા ધોળા લોકો મરી ભેગા કરતા હતા. કારણ કે તે જગ્યામાં મરી પુષ્કળ હતા. તેઓ આ ઉદ્યોગ કરતા હતા તેથી તેઓ સારા માણસ હતા એવું મેં ધારયું, અને બાહિક વગર તેઓની કને ગયો. જેવો તેઓએ મને જોયો કે તરતજ તેઓ મારી તરફ આવ્યા. અને હું કયાંથી આવ્યો હતો એવું તેઓએ મને એરેબિકમાં પુછયું.

મારી પોતાની ભાષા એક વાર ફરીથી સાંભળવાથી હું ઘણો ખુશી થયો અને મેં તેમની અરજ તરત સ્વિકારી અને મારૂં વહાણ શી રીત ભાગી ગયું હતું, અને હું તે ટાપુ કે જ્યાં મને હબસી લોકોએ પકડયો, તે ટાપુપર હું શી રીતે જઇ પહોચ્યો, તેનું મેં તેને બરોબર વર્ણન કર્યું. પણ તેઓએ કહ્યું કે તે હબસી તો માણસને ખાઇ જાય છે. અને વળી તેઓએ પુછયું કે તું તેઓના ઘાતકીપણામાંથી શી અજાયેબ જેવી રીતે છુટી ગયો. જે હેવાલ તમે સાંભળ્યો છે તે હેવાલ મેં તેમને કહી દેખાડયો, અને તેઓ આથી અતિશય અજાયબ થઇ ગયા.

તેઓની મરજીમાં આવે તેટલા મરી તેઓ ભેગા કરી રહ્યા ત્યાં સુધી હું તેઓની સાથે રહ્યો. અને ત્યાર પછી જે વહાણના અંદર તેઓ આવ્યા હતા તે વહાણપર મારા સુધી ચડી ગયા, અને અમે એક બીજા ટાપુ કે જ્યાંથી તેઓ આવ્યા હતા ત્યાં આગળ તરતજ જઇ પહોચ્યા.

તેઓ મને તેમના રાજા પાસે લઇ ગયા. તે રાજા ઘણોજ

મારો હતો. તેણે મહારા સર્વે સાહસ કામો સાંભળ્યા, અને તેથી હું અતિશય અજાએબ થયો. તેણે મને કેટલાક નવા લુગડા આપવાનો અને મારી સંભાળ લેવાનો હુકમ કર્યો. આ ટાપુમાં વસ્તી ઘણી થોડી હતી, અને તેની અંદર વેપારે લાયક જુદી જુદી જાતની ચીજો પુષ્કળ હતી. અને શહેર અંદર રાજા રેહેતો હતો તેમાં વેપાર પુષ્કળ ચાલતો હતો આ સુંદર એકાંત સ્થળથી હું મારા દુઃખ ભુલી ગયો. અને તે દયાળુ રાજાની રહેમ નજરથી હું બેહદ સુખમાં રહેતો. પરેખર હું તેનો ઘણો માનીતો થઇ પડયો. અને તેથી કરીને સઘળી પદવીના લોકો મને ખુશી કરવાને પ્રયત્ન કરતા. અને આથી હું પરદેશી છું, એવું ભુલી જતા, મને તેઓ પોતાના સ્વદેશી તરીકે ગણવા લાગ્યા.

મેં ત્યાં એક ચીજ જોઇ. કે જેથી હું અતિશય અચંબો પામ્યો, કારણકે તે ટાપુમાં સઘળા લોકો ઘોડાપર લગામ અથવા પેંગડા વગર બેસતા હતા. તેઓ શા વાસ્તે આ ચીજો વાપરતા નહોતા તેનું કારણ પુછવાની મેં છુટ લીધી. તેણે જવાબ દીધો કે જે વસ્તુ સબંધી તમે કહોછો તેથી હું તદન અજાણ્યો છું.

હું તરતજ એક કારિગર પાસે ગયો અને તેને જીનનાં આકારનો નમુનો આપી લાકડાનું એક જીન બનાવવાને આપ્યું. લાકડાનું જીન તૈયાર થયાપછી મેં તેને સોનેરી ચામડાથી મઢાવી લીધું, અને તેની અંદર વાળ ખીચોખીચ ભર્યા. પછી મેં ઘોડાના મોહમાં ઘાલવાની લોઢાની કડી અને પેંગડાં નમુના પ્રમાણે તૈયાર કરાવી લીધા.

આ કરી રહ્યાપછી મેં તે, રાજાને ભેટ કરી. તે સામાનથી રાજાના એક ઘોડાને સણગાર્યો. રાજા તે ઘોડાપર ચડયો, અને આ નવી શોધથી એટલોબધો ખુશી થઇ ગયો કે તેણે મને ધ-

ઘણીજ મોહોટી ભેટ આપીને પોતાની પસંદગી દેખાડી આપી. ગાડી માટે તેના પ્રધાનો અને ઘરના મુખ્ય માણસ વાસ્તે મા- રે કેટલીક લગામો બનાવવાની જરૂર પડી. અને તેઓએ મને ઘણી ઉમદા અને સુંદર ચીજો ઇનામમાં આપી. શહેરના આ- બરૂદાર ગ્રહસ્થોને વાસ્તે પણ મેં કેટલીક લગામો તૈયાર કરી. અને આથી મેં ઘણું માન અને આબરૂ મેળવી.

હું દરરોજ કચેરીમાં હાજર રહેતો હતો. તેથી એક દહા- ડો શાહએ કહ્યું કે, સિંદબાદ હું તમને ઘણોજ ચાહું છું, અને હું જાણું છું કે, જે મારી સઘળી પ્રજા તમને ઓળખે છે, તે પણ તમને ઘણાજ ચાહે છે. અને તેઓની પ્રિતી તમારાપર ઘણીજ છે. માટે તમે એક અરજ કરવાની છે અને તેની તું ના પાડીશ માં.

મેં કહ્યું કે સાહેબ, તમારા હુકમનો હું તાબેદાર છું. તે બનાવી આપવાને આપસાહેબ જે હુકમ કરશો તે હું માથે ચડા વ્યા વગર રહીશ નહી, અને સાહેબ તમે મારા મુખ્તીયાર છો. તે સનતએ કહ્યું કે, હું તને મારા દેશની સાથે નિકટ સબંધથી જો ડવાને ઇચ્છું છું. હું રાજાની માગણીને ના પાડી શકયો નહી. તેથી તેણે પોતાની કચેરીના એક બાયડી જોડે મને પરણાવ્યો. તે સ્ત્રી ઉમદા, રૂપાળી, તવંગર અને સર્વ ગુણથી સંપુર્ણ હતી. મારા લગનની ક્રિયા થઇ રહ્યા કેડે, હું મારી સ્ત્રીના ઘરમાં ર- હ્યો. અને તેણીની સાથે હું કેટલોક વખત અતિશય સલાહસં- પમાં રહ્યો. આમ છતાં પણ મહારી સ્થિતીથી બેચેન થયો, અને મને તક મળે ત્યારે નાશી જવાનો અને પાછા બગદાદ જવાનો વિચાર કર્યો. જે મોહોટા દબદબાની અંદર હું રહેતો હતો, તેથી પણ મારા મનનો વિચાર દુર થયો નહી.

હું આવા વિચારમાં હતો, એવામાં મારા એક મિત્રની

પેહુ બહુ માંદી પડી, અને મરી ગઇ. હું તેને દિલાસો આપવાને ગયો, અને તેને બેહદ ખેદમાં જોઇને હું બોલ્યો કે ઇશ્વર તારી સંભાળ રાખે, અને તને લાંબી જીંદગી બક્ષિસ કરે! તેણે કહ્યું કે અફસોસ, હું હવે લાંબી મુદત શી રીતે જીવી શકીશ. ફક્ત મારે એક કલાક જીવવાનું બાકી રહ્યું છે. મેં કહ્યું કે અરે, આવા બેહુદા વિચાર તારા મનમાં આણ માં. મને આશા છે કે તમે જે કહો છો, તે વાત બનવાની નથી. હું તમારી મિત્રતા લાંબા વખતસુધી ભોગવવાની આશા રાખું છું. તેણે કહ્યું કે. હું માહારા ખરા દિલથી ઇચ્છું છું કે, તમે લાંબા વખત સુધી જીવો.

તેણે કહ્યું કે. મારા વિશે તો નક્કી થઇ ગયું છે, અને મને મારી વહુ જોડે દાટવામાં આવશે. આ ટાપુની અંદર અસલથી આ રવાજ પડી ગયો છે, અને હજુ પણ તે ભંગથયા વગર તે અમલમાં આણવામાં આવે છે. ધણી મરી ગયેલી વહુ જોડે જીવતો દાટવામાં આવે છે, અને તેજ રીતે વહુ પણ ધણીની જોડે દાટવામાં આવે છે. મારે હવે બચવાનો ઉપાય રહયો નથી, અને દરેક જણ આ કાયદાને આધિન થાય છે.

તે, આ અજાયબ જેવા જંગલી રિવાજ કે જેથી હું ભયભીત થઇ ગયો તેનું વર્ણન કરતો હતો એટલામાં, પ્રેત સંસ્કારની વખતે હાજર રહેવાને તેના સગાવહાલા, મિત્ર અને પાડોશી આવ્યા, અને જેવી રીતે લગનને દહાડે સણગારે છે તેવીજ રિતે સ્ત્રીના મુડદાને સુંદર લુગડાં પેહેરવ્યા, અને તેણાને, તેના સઘળા જવાહિરથી સણગારી. પછી તેઓએ તેને એક ઠાઠડી ઉપર ઉઠાડી સુવાડી અને પછી તેઓ બહાર નીકળ્યા. શોકના લુગડાં પહેરીને ધણી પોતાની પ્રિયાના મુડદાની પાછળ તરતજ નીકળ્યો, અને બાકીનાઓ પણ તેની પાછળ ગયા. તેઓ

એક મોટા ઉંચા પર્વત તરફ ગયા, અને જ્યારે તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે તેઓએ ઉંડા ખાડાપર ઢાંકેલો એક મોહોટો પથ્થર ઉચક્યો. તે મુડદાને તેના ઘરેણાં બદલીધા વગર તેમાં ઉતાર્યું. આ પછી ધણીએ પોતાના મિત્ર અને સગાની રજા લીધી, અને પોતાના તરફથી કાંઇ પણ પ્રતિબંધ વિના તેને એક કાકડાપર સુવાડવામાં આવ્યો, અને તેની જોડે સાત નાની રોટલી અને એક પાણીનો ઘડો મુકવામાં આવ્યો હતો. આ પર્વત ઘણો ફેલાયેલો હતો, અને તે ઠેઠ દરિઆના કિનારા સુધી આવેલો હતો, અને તે ખાડો ઘણો ઉંડો હતો. ધર્મ ક્રિયા કર્યા પછી પથ્થર પાછો મુકવામાં આવ્યો, અને તે સઘળા પાછા ફર્યા. આ ક્રિયાથી મુખ્યત્વે કરીને મારાપર ઘણી અસર થઇ.

તેઓને હમેશાં તેવો દેખાવ જોવાનો મોહવરો પડી જવાથી જે બીજા બધા હાજર હતા તેઓને તે દેખાવથી કાંઇ પણ લાગતું હોય તેમ જણાયું નહીં. આ બાબતપર મારો વિચાર રાજાને મોહારાથી કહ્યા વગર રહેવાયું નહી. મે કહ્યું મહેરબાન મુરબ્બી ! આપણા દેશમાં જીવતાને મરી ગએલાની સાથે દાટવાનો જે અજાયબ જેવો ધારો છે, તેથી હું ઘણો આશ્ચર્ય પામું છું. મેં ઘણી પ્રજાની મુલાકાત કરી છે, પણ મારી બધી મુસાફરીઓની અંદર મેં આવા ઘાતકી કાયદા વિષે કોઇ દિવસ સાંભળ્યું નથી. રાજાએ જવાબ દીધો કે સિંદબાદ, હું શું કરૂં તે કાયદો સઘળી પંક્તિને સાધારણ છે, અને મને પણ તે કાયદો લાગુ પડે છે. જો મારી રાણી મારા કરતાં પેહેલી મરી જાય તો મને પણ જીવતો દાટવામાં આવે. મેં ફરીથી પુછ્યું કે સાહેબ, તે રીવાજ પરદેશીને લાગુ પડે છે કે નહી તે, આપ મહેરબાની કરી કહેવાને તસ્દી લેશો, મારા સવાલનો હેતુ જાણવાથી તે હ-

જાતો હસનો માદો, ઉચિત તે કાયદો તમને પણ લાગુ પડે છે. જ્યારે જેઓ આ ટાપુમાં પરણે છે ત્યારે તેઓ આ કાયદાથી મુક્ત થઈ શકતા નથી.

આ જવાબથી દિલગીર અને વિચારમાં ગરક થએલો હું પાછો ઘેર ગયો. માહારી વહુ માહારા કરતાં પહેલી મરી જાય અને મને તેના સાથે દાટવામાં આવશે એવી ધાસ્તિથી મને ઘણો ખેદ થયો. પણ આ દુઃખના સામો હું શો ઉપાય લઈ શકું? મને ધીરજ અને ઈશ્વર ઉપર આધાર રાખવાની જરૂર પડી. એમ છતાં પણ મારી વહુના જરા આજારીપણાથી હું થરથર ધ્રુજતો. અફસોસ તે બિહિકનું કારણ માહારાપર તરતજ આવી પડ્યું. મારી વહુ ઘણી માંદી થઈ ગઈ અને થોડા દહાડામાં તે મરી ગઈ. મારી ધાસ્તીનો હવે વિચાર કરો. માંસહારી હબસીઓનું ભક્ષણ થઈ પડ્યા કરતાં, જીવતાં દટાવવું એ વધારે પસંદકારક મોત નહોતું. મારે પણ છેવટે તે કબુલ કરવાની જરૂર પડી. કચેરીના સઘળા અમલદારો તેઓની હાજરીથી સ્મશાની વરઘોડાને દીપાવવાને અને શહેરના મુખ્ય રહેવાશીઓ ફક્ત માનને ખાતર મને દાટવાની વખતે હાજર થયા.

જ્યારે ક્રિયાને વાસ્તે સામાન તૈયાર કરવામાં આવ્યા ત્યારે, મારી વહુનું મુડદુ કે જે તેણીના જવાહીર અને સુંદર લુંગડાંથી શણગારેલામાં આવ્યું હતું, તેને ઠાઠડીપર મુક્યું. અને પછી સ્મશાન તરફ લોકોનો ડાઘ નીકળ્યો. મારી આંખમાં બહાર આંસુ સહીત અને મારી પાસે આવેલા મોતનો શોક કરતો હું તે મુડદાની પછવાડે ગયો. અમે તે પર્વત પાસે પહોંચ્યા તે પહેલાં મેં મારા તમાસગીરની દયાની અજમાયેસ કરવાને ધાર્યું. પહેલા રાજાને અને પછી જેઓ મારી નજીક હતા તેઓને દરખાસ્ત કરીને તેઓના ગળેના લુંગડાની કીનારને ચુંબન કરવાને

વાસ્તે નીચે પડીને મેં મારાપર દયા કરવાને તેઓને આજીજી કરી. મેં તેઓને કહ્યું કે સાહેબ વિચાર કરો કે હું એક પરદેશી છું, અને તેથી કરીને આવો સખ્ત કાયદો મને લાગુ પડવો જોઇએ નહી, અને તે સિવાય મારા દેશમાં મારે મારાં છોકરાં અને બાયડી છે. હું અસર કારક રીતે તે શબ્દ બોલ્યો, પણ તેઓમાંના કોઇને તેની અસર થઇ નહી. તેઓએ તે મુડદાને તે ખાડામાં મુકવાને ઉતાવળ કરી, અને તરતજ પછી મને પણ એક ઠાઠડીપર પાણીનો ઘડો અને નાની સાત રોટલી મુકીને તે ખાડાની અંદર ઉતાર્યો. આખરે આ નાશકારક ક્રિયા પુરી થઇ કે તરત મારી દીલગીરી અને મારી કિકીયારી છતાં તેઓએ તે ખાડાના મોંહોપર એક મોહોટો પથ્થર મુક્યો.

હું તેને તળીએ પોહોચ્યો એટલે જે થોડું અજવાળુ ઉપરથી આવતું હતું તેથી મને જમિનની અંદર આવેલા સ્થાનનો આકાર માલમ પડ્યો. તે એક મોહોટી ગુફા હતી અને તે આશરે પચાસ હાથ ઉંડી હતી. જે મુડદા આસપાસ પથરાએલા હતા તેની અંદરથી આવતી અતિશય દુર્ગંધ મને અવવા લાગી.

જેઓ આ ઘાતકી રિવાજના થોડા વખત પહેલાં ભોગ થઇ પડ્યા હતા તેઓના મરતી વખતનાં ડસકાં મેં સાંભળ્યાં એવું હું ધારવા લાગ્યો.

હું તે ખાડાના તળિએ પોહોચ્યો કે તરતજ મેં તે ઠાઠડી છોડી અને મારાં નસકોરાં દબાવીને મુડદાથી કેટલેક દુર જઇને બેઠો. હું જમીનપર પડ્યો, અને ત્યાં હું લાંબા વખત સુધી પડી રહ્યો. મારી આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. પછી માહારા ઘાતકી મોત વિષે વિચાર કરતાં મેં મહારી જાતને કહ્યું કે જો તે ખરૂં છે કે, ઇશ્વર પોતાના અતિશય ડાહાપ-

ણથી સઘળી વસ્તુની ગોઠવણ કરે છે તોપણ કમનશીબ સિંદબા દ આવા અજાએબ મોત તારાપર આવી પડવામાં શું તારો વાંક નથી?

હે ઇશ્વર! જે કેટલીક ભયંકર ઘાતમાંથી હું બચી ગયો હતો, તેમાંથી જો હું મરી ગયો હોત તો મારે આ ખરાબ જગ્યાની અંદર રીબાઇને મરી જવાની જરૂર પડત નહીં, પણ દોષિત પૈસાના લોભથી શું આ સ્થીતિમાં આવી નથી પડયો? અરે કમબખ્ત મારે તો મારા કુટુંબ જોડે રહેવું જોઇતું હતું, અને માહારી પેહેલી સફરોના ફળ ભોગવવા જોઇતા હતા.

ગુસ્સા અને નિરાશપણાના આવા નકામા પોકારથી મેં તે ગુફાને ગજવી મુકી. મેં મહારૂં માથું પછાડયું, અને મારી છાતી કુટવા મંડી ગયો, અને આ પ્રમાણે ઘણી સખ્ત રીતે શોક કરવા લાગ્યો. તેમ છતાં, હું કબુલ કરૂં છું કે, તે નિશ્ચય સ્થાનમાંથી મરી જઇને મારી જાતને છુટી કરવાને બદલે મહારામાં હજુ જીવવાની આશા પ્રગટ થઇ, તેથી મને મારી જીંદગી લંબાવવાનું મન થયું. જે ઠાઠડીપર મને સુવાડયો હતો, તે ઠાઠડી તરફ હું ગયો. ત્યાં અતિશય અંધકાર છતાં મને પાણી અને રોટલી જડી આવી. અને તે મેં ખાધી. તે ગુફા ઘણી મોહોટી અને મેં પેહેલાં ધાર્યું હતું તેના કરતાં વધારે માણસનો સમાવેશ થઇ શકે એવી માલમ પડી. મેં મારા ખોરાક પર કેટલાક દહાડા સુધી ગુજરાન ચલાવ્યું. પણ જ્યારે તે થઇ રહયો ત્યારે, મેં મરી જવાની તૈયારી કરી. મારૂં મોત નજદીક હતું, એટલામાં મેં તે ઉપરનો પથ્થર લઇલેવાથી થતો અવાજ સાંભળ્યો કે, તરતજ એક મુડદુ અને જીવતો માણસ અંદર ઉતારવામાં આવ્યાં. તેમાં મરી ગએલો પુરૂષ હતો. જ્યારે માણસ અતિશય છેવટપર આવી જાય છે, ત્યારે તેને સ્વભાવિક

મંજુ આખરના ઉપાય વાપરવાની જરૂર પડે છે. જ્યારે તે બાઇને તે ખાડામાં ઉતારી ત્યારે જયાં આગળ તેની હાહડી મુકવાની હતી, ત્યાં આગળ હું ગયો, અને જ્યારે તે ઉપરનું બારાણું બંધ કરવામાં આવ્યું કે, તરતજ મેં તે કમનસીબ આને એક મોહોટા હાડકાવતી તેણીના માથાપર બે અથવા ત્રણ ઘા માર્યા. તે તરતજ બેહોશ થઇ ગઈ, અથવા બરોબર કહીએ તો મેં તેને મારી નાંખી. તેની હાહડીપરે મુકેલું પાણી અને રોટલી લેવાનેજ મેં આવું ઘાતકી કામ કરયું હતું, તેથી મને તેનો ખોરાક વળી કેટલાક દહાડા ચાલ્યો. ત્યારપછી થોડેક દહાડે એક મરી ગએલી બાયડી અને તેના મરી ગએલા ધણીને અંદર ઉતારવામાં આવ્યાં. મેં તે માણસને તે પ્રમાણે મારી નાંખ્યો. અને તે વખતે શહેરમાં મારા સારા નશીબે ઘણા માણસ મરી જવાથી મને ખોરાકની તંગી પડી નહિ; અને તે મેળવવાને હું હમેશાં તેજ ઉપાય વાપરતો.

એક દહાડો, જ્યારે મેં એક કમનસીબ સ્ત્રીને આ પ્રમાણે તરતજ મારી નાંખી હતી એટલામાં, શ્વાસ અને પંગ બાંધા થતા અવાજ જેવો અવાજ સાંભળ્યો. જે જગ્યા તરફથી અવાજ આવતો હતો તે તરફ હું ગયો. હું વધારે પાસે ગયો તેમ તેમ મેં વધારે શ્વાસથી થતો વધારે મોહોટો અવાજ સાંભળ્યો, અને મારાથી નાશી જતું કોઇ જનાવર મારી નજરે પડયું.

હું તેનો છાંયડો કે જે વારંવાર અડકતો હતો, તેની પાછળ પાછળ ગયો; અને તે, જેમ હું તેની પાસે જતો, તેમ તે હાંફતાં હાંફતાં આગાડી ચાલતું. હું લાંબા વખત સુધી તેની પછાડી ગયો. હું એટલે બધે દૂર ગયો કે, મને અંધારે તારાના જેવો દેખાતો અજવાળાનો કણ જણાયો. મેં આ અજવાળા

તરફ જવાનું શરૂ કર્યું.

જેમ હું આગળ વધતો તેમ વચમાં અડચણ આવવાથી તે બાકું વારંવાર મારી નજરે પડતું નહી, પણ તે પાછું ફરીથી દેખાતું. આખરે મારાથી બહાર નીકળી શકાય એવા, ગુફાની અંદર આવેલા એક બાકા આગળ હું આવી પહોંચ્યો.

આ શોધથી, હું અતિશય ઉતાવળથી ચાલવાથી થતી અકળામણથી મુક્ત થવાને હું થાક ખાવાને થોડોક વખત થોભ્યો; અને ફાટમાંથી બાહાર નીકળ્યો, એટલે હું દરિયાના કીનારાનીપાસે આવી પહોંચ્યો. આથી મારા મનમાં જે ખુશી પેદા થઇ હશે તેનો તમે વીચાર કરો. હું એટલો બધો તો ખુશી થયો હતો કે, જે હું જોતો હતો, તે ખોટું છે એમ માનવા લાગ્યો. આખરે જે હું જોતો હતો તે ખરૂં છે, અને હજુ હું ભાનમાં છું એવીજ માહારી ખાતરી થઇ ત્યારે, મને માલ્યું કે. જે જનાવરને મે હાંકતાં જોયું હતું, અને જેની પાછળ પાછળ હું આવ્યો હતો તે દરિઆના અંદર રહેનારૂં એક પાણિ હતું, અને તેને ગુફામાં મુડદા ખાવા આવવાની ટેવ પડી હતી. મેં તે પર્વતને તપાસ્યા, અને મને માલમ પડ્યું કે, તે, શહેર અને દરિઆની વચ્ચે આવેલો હતો. તે એટલો બધો તો સિધો હતો કે, શહેર અને દરિઆની વચ્ચે કાંઇપણ સબંધ રહ્યો નહોતો. જે દયા ઇશ્વરે મારાપર બતાવી હતી, તેને વાસ્તે તેનો આભાર માનવાને હું તે દરિઆના કિનારાપર પગે પડ્યો. હું કેટલીક રોટલી લેવાને પાછો તે ગુફામાં ગયો, અને તે મેં જ્યારથી તે ખાડાની અંદર ઉતારવામાં આવ્યો હતો, ત્યારથી તે ખાડાની અંદર મેં જેવી રૂચીથી ખાધું હતું, તેના કરતાં હાલ મેં વધારે રૂચિથી ખાધું.

હું પાછો ફરીથી ત્યાં ગયો, અને જુદી જુદી શબડીમાંથી

હીરા, માણેક, મોતી, સોનાના કકડા અને દરેક વસ્તુ જે મને કિંમતી દેખાઇ તે લીધાં. અને તેને કીનારે લઇ ગયો. પછી મેં જે દોરડાથી હાડકાંઓ નીચે ઉતારવામાં આવી હતી તે દોરડાથી તેને કેટલીક ગાંસડીઓ બાંધી. ત્યાં હાડકાંઓ એટલી બધી તો પડેલી હતી કે, તેથી મને દોરડાની કાંઇપણ ખોટ પડી નહી. મને બરોબર અવસર મળી આવે ત્યાં સુધી તે માલ ત્યાં રેહેવા દેવાને મેં એક સુધડ જગ્યા પસંદ કરી પણ એટલામાં તેની નજદીક થઇને જતું મેં એક વહાણ જોયું. મેં મહારી પાઘડીવતી નિશાની કરી, અને મહારા સઘળા જોરથી મોહોટેથી બુમ પાડી. તેઓએ વહાણપર મહારી બુમ સાંભળી, અને મને લઇ જવાને એક મછવો મોકલ્યો. હું તે જગ્યાપર કયા દુર્ભાગ્યે આવી ચડયો હતો, એવું જ્યારે ખારવાઓએ પુછ્યું, ત્યારે મેં જવાબ દીધો કે, બે અથવા ત્રણ દહાડા પહેલા મારા સઘળા માલ સહિત અહીંઆ માહારૂં વહાણ ભાગી ગયું હતું. સારા નસીબે તેઓએ મારી વાત ખરી માની, અને મને મારી ગાંસડીઓ સહિત વહાણ પર લઇ લીધો.

હું તે વહાણ પર ગયો, ત્યારે મારી જીદંગી બચાવવાથી ખુશી થયેલો અને વાહાણ સબંધી કામકાજમાં રોકાયેલો તે કપતાને મારા વહાણ ભાગી ગયાની વાત ખરી માની અને જે વાત મેં કહી હતી તે ખરી છે, તે તેને ખાતરી કરી આપવાને મેં તેને કેટલાક જવાહિર આપવા માંડયાં, પણ તેણે તે લેવાની ના પાડી.

અમે કેટલાક ટાપુ આગળ ગયા, અને તેની અંદર બેલસના ટાપુમાં ઉતર્યા. અહિઆં કેટલાક સીસાની ખાણો છે, અને નેતર અને સુંદર કપુર પેદા થાય છે.

કેલાના ટાપુનો રાજા ઘણો સત્તાવાળો અને પૈસાવાળો છે

તેની સત્તા બેન્નાસના ટાપુ પર પણ છે, અને તે બેલાસબો ટાપુ એટલો લાંબો છે, કે તેની અંદર ફરવાને બે દહાડા જોઈએ છે. ત્યાંના રહેવાશીઓ હજુ એટલા તો જંગલી છે, કે તેઓ મનુષ્યનું માંસ ખાય છે. તે ટાપુની અંદર ફાયદાકારક લેવડ દેવડ કર્યા પછી અમારૂં વહાણ હંકારવામાં આવ્યું, અને અમે કેટલાક ટાપુ આગળ મુકામ કર્યો. આખરે હું બેહદ દોલત સહિત સહિસલામતથી બગદાદ આવ્યો. અને હું કેટલી દોલત મારી સાથે લાવ્યો હતો. તેનું વર્ણન કરવું હાલ નકામું છે.

જે દયા ઇશ્વરે મારાપર બતાવી હતી, તેને વાસ્તે ઇશ્વરનો આભાર માનવાને, મેં તેમાંની ઘણીખરી મસીદો બાંધવામાં અને ગરીબનું પોષણ કરવામાં ખરચી નાંખી. પછી મેં મારા સગાવાહાલા અને મારા દોસ્તોની સંગતમાં અમારો વખત, મિજબાની અને ગમતમાં ગાળવાને માંડ્યો.

સિંદબાદે અહીંઆં પોતાની ચોથી સફરનું વર્ણન બંધ કર્યું, અને તેની પહેલાની ત્રણ સફર કરતાં આ સાંભળનારથી વધારે અચંબો પામ્યા. તેણે હિન્દબાદને ફરીથી સો (૧૦૦) સેકિવન આપ્યા, અને તેને અને બાકીના બીજા મંડળને બીજે દહાડે પાછાં આવવાને અને પોતાની પાંચમી સફરનું વર્ણન સાંભળવાને આવવાની ભલામણ કરી. હિન્દબાદ અને બીજાઓ રજા લીધી, અને પાછા ગયા. બીજે દહાડે જ્યારે તે સઘળા ભેગા થયા ત્યારે, તેઓ નાસ્તો કરવા બેઠા, અને જ્યારે તેઓ નાસ્તો કરી રહ્યા, ત્યારે સિન્દબાદે પોતાની સફરનું વર્ણન શરૂ કર્યું.

## સિન્દબાદ વાહાણવટિની પાંચમી સફર.

જે સુખ મેં તરતજ ભોગવવા માંડ્યું, તથી મેં ભોગવે

જો કુંઆ હું તરતજ ભુલી ગયો. તોપણ હરિઆપ્રમ પાંચમી વખ ત અંદર કરવાનો વિચાર હું કરવાને તેઓ પુરતા શક્તિમાન ન હોતા. મેં ફરીથી માલ ખરીદ્યો, અને તેની ગાંસડીઓ બાંધી, અને તેને પાસેના બંદરે ગાડીની અંદર મોકલ્યા. કપતાન પર ભરૂસો ન રાખવાના ઇરાદાથી અને મારૂં પોતીકું વહાણ હોવાના ઇરાદાથી મેં એક વાહાણ બંધાવ્યું, અને તેને મારા પોતાના ખરચે સજ્યું. જેવું તે પુરૂં થયું કે તરતજ તેના પર મેં ભાર ચડાવ્યો. મારી કને પુરતો તે વહાણ ભરવાને માલ ન હોવાથી મેં જુદી જુદી પ્રજાના વેપારીઓને તેના માલ સહિત મારા વાહાણની અંદર દાખલ કર્યા.

અમે પવનની સુંદર લહેરની અંદર શઢ ચડાવ્યા, અને વાહાણને હંકારવામાં આવ્યું. ઘણા લાંબા વખત સુધી હંકાર્યા પછી, અમે પેહેલવહેલાજ એક વેરાન ટાપુ આગળ અટક્યા, અને ત્યાં આગળ હું પેહેલા કહી ગયો છું, એવડું મોહોટું રૅાક પક્ષિનું એક ઇંડું જોયું. તે એક નાનું રૅાક પક્ષિ હતું, અને તેના પર થોડા વખતમાં સેવણ બેસવાની હતી, અને તેની ચાંચ હવે જરા દેખાવા લાગતી હતી. મારી સાથેના વેપારીઓએ તે ઇંડને કોહાડાવતી ભાગ્યું અને તે નાના રૅાક પક્ષિના ટુકડા કર્યા, અને તેને સેકયા. મેં તેમને તે ઇંડાને ન અડકવાની ગંભીરતાથી શીખામણ દીધી હતી તોએ. એ મારી શીખામણની જરા પણ દરકાર રાખી નહી.

તેઓ તેઓનું ખાનું ભાગ્યેજ પુરૂં કરી રહ્યા કે તરતજ હવાની અંદર અમારાથી ઘણે દુર બે મોહોટા વાદળા દેખાયા. વહાણની સંભાળ રાખવાને જે કપતાનને મેં ભાડે રાખ્યા હતો, તે શું હતું. તે માહવરા લીધે બોલી ઉઠ્યો કે, તે નાના રૅાક

નસીબે મ્હારા હાથમાં આવી ગયો. આ પ્રમાણે કેટલેક વખત એક હાથે અને કેટલેક વખત બીજે હાથે તરતા તરતા અને (તે લાકડાનો કકડો મજબુત ઝાલી રાખીને) હું તે ટાપુ આગળ જઈ પહોંચ્યો, અને તેનો કિનારો ઘણો ઢોળાવવાળો હતો, તોપણ હું અંતે ફાવ્યો, અને જમીનપર ઉતર્યો.

થાક ખાવાને હું ઘાસ પર બેઠો, અને ત્યાર પછી હું ઉઠ્યો, અને તે ટાપુ તપાસવાને આગળ ચાલ્યો. તે એક સુંદર બાગ જેવો દેખાતો હતો. જેમી ગમ હું જોતો હતો તેણી મેર કેટલાક લીલા અને કેટલાક પાકા ફળ સહીત સુંદર ઝાડ દેખાતાં હતા, અને તેની અંદર ચળકતા પાણીના ઝરા આવી રહેલા હતા. જે મને સુંદર ફળ જડી આવ્યાં તે મેં ખાધાં, અને સુંદર ઝરાની અંદરથી પાણી પીને મારી તરસ મટાડી.

રાત પડવાથી હું એક અનુકૂળ જગ્યામાં ઘાસ પર સુતો. પણ મને એક વખતે એક કલાક સુધી ઉંઘ આવી નહી. એ વેરાન જંગલમાં એકલા રહેવાની ધાસ્તીથી હું વારંવાર ઝબકી ઉઠ્યો, અને તેથી કરીને મેં તે રાત શોક કરવામાં, અને જ્યારે હું ઘેર સુખી હતો ત્યારે ઘર છોડવાની મારી મુર્ખાઈને વાસ્તે ઠપકો દેવામાં ગુજારી. આવા વિચારથી મારા મન પર એવી ખરાબ અસર થઈ કે, હું મ્હારી જીદંગી નાશ કરવાનો વિચાર કરવા લાગ્યો. હું ઉઠ્યો, અને જો કે મને જરા જરા બીહીક લાગવા માંડી તોપણ હું ઝાડોની અંદર ચાલવા લાગ્યો. પણ સુંદર સવાર તરતજ પાછી આવી અને તેથી મેં તે ભિન્ન વિચાર તરતજ છોડી દીધો.

જ્યારે હું તે ટાપુમાં કેટલેક દુર આગળ ચાલ્યો, એટલે મેં એક ઘણુંજ ઘરડા માણસને જોયો. તે એક નાળા ઝરાની

કને બેઠો હતો. પેહેલાં મેં ધાર્યું કે, તેનું વહાણ બહારી પેઠે ભાગી ગયું હશે. હું તેની પાસે ગયો, અને તેને સલામ કરી; અને સલામના બદલામાં તેને તેનું માથું જરા નીચું નમાવ્યું તે ત્યાં શું કરતો હતો, તે મેં તેને પુછ્યું, પણ જવાબ દેવાને બદલે તેણે મને મારી બાંધ ઉપર તેને લેવાને અને તે ઝરો ઓળંગવાને નીશાની કરી. આથી મને લાગ્યું કે, તે કેટલાક ફળ ભેગાં કરવાને ઇચ્છે છે.

મેં ધાર્યું કે તે મારી પાસે આ કામ કરાવવાને ઇચ્છતો હતો, અને તેથી મેં તેને મારી પીઠપર લીધો, અને તે ઝરો તરી ગયો: જ્યારે હું બીજી બાજુએ પોહોચ્યો, ત્યારે હું નીચો નમ્યો, અને તેને ઉતરવાની અરજ કીધી.

આમ કરવાને બદલે (જ્યારે હું તે સબંધી વીચાર કરૂં છું ત્યારે મને હાંસ આવ્યા વગર રહેતા નથી) તે ઘરડો માણસ કે જે મને ઓઓજેવો લાગતો હતો. તેણે બાજુથી મારી ગરદન પર તેના પગ કે જેના પરની ચામડી ગાયના ચામડાં જેવી જાડી હતી; તે ફેંકયા, અને મારા ખભાપર તે દાબીને બેઠો, અને તેણે મારી ગરદનને એટલાતો જોરથી દાબીકે, હું ગુંગળાઇને મરી જમાંસ એવું મને લાગ્યું. આથી હું એટલો તો બીન્યો કે મુરછા આ-વવા લાગી.

મારી આવી હાલત થયા છતાં તે ઘરડાં માણસે મારી ગર-દન તેના પગોવતી દાબીરાખી. હું ફકત શ્વાસ લઇ શકું તેટલીજ તેણે પોતાની આંટી છુટી કરી. જ્યારે મને જરા ભાન આવ્યું, ત્યા-રે તેણે પોતાના પગવડે મારૂં પેટ દબાવ્યું, અને બીજા પગથી મને મારા પાસામાં લાતમારી.

તેણે મને કેટલાક ઝાડ નીચે થઇને ચલાવ્યો, અને અમને જે ફળ મળી આવેતે ભેગાં કરવાને અને ખાવાને જરૂર પાડી.

ને દહાડે કદાપિ પણ મારી છોડી દેતો નહોતો, અને જ્યારે હું રાતે સુઈ જવા માંગતો હતો ત્યારે તે સદા મારી ગરદનને વળગી-ને જમીન પર મહારી જોડે સુઈ જતો. તે મને ધક્કો મારીને સવા-રમાં તરતજ ઉઠાડવાનું ચુકતો નહી, અને પછી મને તે ઉઠવાને અને ચાલવાની જરૂર પાડતો અને તે સઘળો વખત મને લાત મારતો. કોઈ પણ દહાડો છુટવાની આસા વગર આવો બોજો દરરોજ ઉચકવથી જે મને દુખ થયું હશે તેનો તમે વીચાર કરો.

એક ઝાડ પરથી જમીન પર પડેલા કેટલાક તુંમડાં મારી નજરે પડયા મેં તેમાનું એક જરા મોટું જોઈને લીધું, અને તેને ઠીક સાફ કરીને મેં તેની અંદર દ્રાક્ષ કે જે તે ટાપુમાં પુશ્કળ થતી હતી તેના કેટલાં ઝુમખાંના રસ તેની અંદર નીચોવ્યો. જ્યા-રે હું તે તુંમડાંને ભરી રહ્યો, ત્યારે મેં તેને એક અમુક જગ્યા પર મુક્યું. અને કેટલાક દહાડા પછી હું તે ઘરડા માણસની સાથે તે જગ્યાએ પાછો આવીને, જ્યારે મેં તે રસને ચાખી જોયો ત્યારે તેનો શુંદર દારૂ બની ગયો આથીમારી અંદર નવું જોર ઉત્પન્ન થયું, અને માહારી મતિ એટલાની બધી ઉછેરાઈ ગઈ કે હું જેમ ચાલતો ગયો તેમ ગાવા અને નાચવા મંડી ગયો

આ રસ પીવાથી તેના મન પર થતી અસર તે ઘરડા મા-ણસે જોઈ અને મને તે ચખાડવાને તેણે નીસાની કરી. મેં તે-ને તે તુંમડું આપ્યું, અને તે દારૂ તેને એટલો તો સ્વાદિષ્ટ લા-ગ્યો કે, તે તુંમડાંમાંથી સઘળો દારૂ પી ગયો. આથી તેના મનપર અસર થઈ અને દારૂની ગરમીથી તેના માથામાં ઝડકા બળવા લાગ્યા. પછી તે પોતાની મોજે ગાવા અને મહારી પીઠપર ડોલવા લાગ્યો. દારૂ તેને અતિશય ચડી ગયો. અને તેના પગની આંટી ધીમે ધીમે ઢીલી પડી, તે મને મજબુતાઈથી ઝાલી રહ્યો નથી, એવું જ્યારે મને માલમ પડ્યું ત્યારે મેં તેને જમીન પર ફેંકી

અને ત્યાં તે કેટલાક વખત સુધી હલ્યા ચાલ્યા વગર પડી રહ્યો. પછીથી મેં એક મોહોટો પથ્થર લીધો અને તેને કચરી નાંખ્યો. આ ઘરડા માણસનો આવી સંપુર્ણ રીતે નાશ થવાથી હું ઘણો ખુશી થયો, અને દરીઆના કિનારા તરફ ચાલ્યો, અને ત્યાં હું એક વહાણ કે જે તે ટાપુ આગળ મીઠું પાણી લેવને થોભ્યું હતું, તેના તાબાના કેટલાક માણસને મળ્યો. તેઓ મને જોઇને અને મહારો સાહસ કરમનો હેવાલ સાંભળીને ઘણો અચંબો પામ્યા.

તેઓએ કહ્યું કે તમે દરીઆઇ ઘરડા માણસના હાથમાં પડ્યા, અને જેને તેણે ગુંગળીને મારી નથી નાંખ્યા તેમાં તમે પહેલાજ (તમે ફક્ત તેની પાસેથી બચીને આવ્યા છો.) તેના એક વખત કબજામાં આવેલા માણસને તે મરી જાય ત્યાં સુધી કોઇ પણ દહાડો તે છોડતો નથી. ખારવાઓ અને વેપારીઓ મોહોટા જથ્થા સિવાય તેની પાસે એકલા જવાની હિંમત ધરી શકતા નથી.

આની મને ખબર આપ્યા પછી તેઓ મને તેઓના વહાણમાં લઇ ગયા. જે આફત મારાપર આવી પડી હતી તે જ્યારે કપતાને સાંભળી ત્યારે તેણે મને ઘણાજ વિવેકથી આદરમાન આપ્યું વહાણ હંકારયું અને થોડા દહાડાની અંદર અમે એક મોહોટા શહેરની નજદીક આવી પોહોચ્યા. તે શહેરનાં ઘર પથ્થરનાં બાંધેલાં હતાં. તે વહાણના એક વેપારી જોડે મને ઓળખાણ થવાથી તેણે મને તેની જોડે જવાની અરજ કરી. અને મને પરદેશી વેપારીને વાસ્તે મુકરર કરેલા મકાનની અંદર લઇ ગયો તેણે મને એક મોહોટો કોથળો આપ્યો, અને તેણે શહેરના કેટલાક કોથળા વાળાની જોડે મને ઓળખાણ કરાવી. પછી તેઓની સાથે નાળીએર ભેગાં કરવાને મને લઇ જવાને તેણે તેઓને હુકમ કરીને તે બોલ્યો કે તેઓની પાછળ તમે જાઓ અને જે

તે કરે તે તમે કરજો, અને તમે તેનાથી વીખુટા પડશોમાં ધા
રણુ કે, જો તમે તેનાથી વીખુટા પડશો તો તમે મોટા ભયમાંઅ
વી પડશો. તે દહાડાને વાસ્તે તેણે મને ખોરાક આપ્યો, અને હું
તેઓની સાથે ગયો.

અમે એક મોટા વેરાન જંગલમાં પહોંચ્યા, અને ત્યાં ઝાડ
ઉંચા અને સિધા હતા. અને ઝાડનાં થડ એટલાંતો લીસાં હતા
કે ડાળીઆં કે જ્યાં ફળ ઉગ્યાં હતાં ત્યા સુધી ચડવું અશ
ક્ય હતુ. તેઓ સઘળાં નાળીએરીના ઝાડ હતાં, અને અમે તે
તોડી પાડવાને અને કોથળાંમાં ઘાલવાને ઇછતા હતા. અમે તે
જંગલની અંદર પેઠાકે જુદા જુદા કદનાં વાંદરાનુ એક અતિશય
મોટુ ટોળુ અમારી નજરે પડયું. તેઓ અમને દેખીને તરતજ ઝા
ડ પર ઘણી ઉતાવળથી ચડી ગયાં. જે વેપારી સાથે હુ ગયો
હતો, તેઓએ કેટલાક પથ્થર ભેગા કરયાં, અને જે વાંદરાઓ
ઉંચામાં ઉચી ડાળીઓ ઉપર બેઠાં હતાં, તેઓની તરફ તેઓ
પથ્થર ફેંકવા લાગ્યા. મેં પણ તેમ કરયુ, અને મને તરતજ મા
લમ પડયુ કે વાંદરાં અમારો મરોદો તરતજ સમજી ગયા હતા,
તેઓએ નાળીએર ભેગાં કરયાં અને ગુસ્સાના અને દ્વેષના આ
ળા કરી તે નાળીએર ફેંકયાં, અમે તે નાળીએર ઉચકી લીધાં
અને ચીડવવાને અમે થોડે અંતરે પથર ફેંકતા. આ યુકતીથી
અમે અમારા કોથળા નાળીએરથી ભરયા. આ સિવાય બીજી
કાંઇ પણ યુકતી તદ્દન અશક્ય હતી.

અમને ઘણાં નાળીએર મળ્યા ત્યારે ફરીથી અમે શહેરમાં પાછા ગ
યા અને જે વેપારીએ મને જંગલમાં મોકલ્યો હતો, તેને મને
જે નાળીએર મેં ભેગા કરયા હતા તેની કીમત આપી. તમારા દે
શ પાછા જવાને તમે પુરતા પઇસા ભેગા કરો ત્યા સુધી તમે
આ કામ દરરોજ કરતા રહો, એવું તેણે કહયુ. જે સારી સીખા

મણ તેણે મને આપીહતી, તેને વાસ્તે મેં તેનો આભાર માન્યો, અને ધીમે ધીમે મેં એટલાતો નાલિયેર ભેગા કર્યા. તેની મને એક મોહોટી રકમ મળી.

જે વહાણની અંદર હું આવ્યો હતો, તે વહાણ કેટલાક વેપારીઓ કે જેઓ નાળિયેર ખરિદી રહ્યા હતા, તેઓને લઈને ઉપડી ગયું. બીજા વહાણની આવવાની વાટ જોવા લાગ્યો, અને ટુંકી મુદતમાં એક વહાણે નાલિયેર ભરવાને વાસ્તે ત્યાં બંદર કર્યું. મેં મારા નાલિયેર વહાણ પર ચડાવ્યા, અને જ્યારે તે વહાણ હંકારવામાં આવવાની તઈયારી હતું ત્યારે, જે વેપારીએ મને આટલો બધો ઉપકાર કરયો હતો, તેની રજા લીધી. તેણે તેની લેવડ દેવડ બંધ કરી નહોતી, તેથી તે મારી જોડે ઉપડી શકયો નહી. અમારૂં વહાણ ઉપડયું અને જે ટાપુમાં મરી ઘણા થાયછે, તે ટાપુ તરફ જવાને મોકલ્યો. તે ટાપુમાં એલચી પુશ્કળ ઉગેછે, અને ત્યાના રહેવાસી દારૂ પીતાનથી, અને કાંઈ પણ જાતનીબદ ફેલાઈ કરવાની ના પાડેછે. આએ ટાપુમાં મેં મારા નાલિયેર વેચ્યા, અને તેના બદલામાં મરી અને કુંવરનું લાકડું ખરિદ કર્યું. અને પછી હું બીજા વેપારીઓ સાથે છીપ ભેગી કરવાનો ધંધો કરવા લાગ્યો, અને મેં મારા પોતાના ખરચે કેટલાક પાંણીની અંદર ડુબનારને કામે લગાડયા. આ પ્રમાણે કેટલાક મોહોટા અને ગોળ મોતી ભેગાકર્યા. અને તે સહિત ખુશી થતો પાછો વહાણ પર ચડયો, અને આખરે બાલસોરે પોહોચ્યો. અને ત્યાં મેં મરી, કુંઆર અને જે મોતી હું મારી સાથે લાવ્યો હતો, તે વેચ્યાં. અને તેની મને એક મોહોટી રકમ ઉપજી. જેવી રીતે મહારી પહેલાની દરેક સફર પછી મેં કરયું હતું તેમ મેં મારા નફાનો દશમો ભાગ ગરીબ લોકોને બક્ષિસ આપ્યો, અને દરેક જાતની ગમતથી મહારો થાક દુર કરવાને પ્રયત્ન કરયો.

આ વાત પુરી થયા પછી સિન્દબાદે હિન્દબાદને ૧૦૦ સિક્વિન્સ આપ્યા, અને પછી તે અને બીજા પરૂણાઓ પાછા પોતાને ઘેર ગયા. ને ટોળી બીજે દહાડે તવંગર સિન્દબાદને ત્યાં પાછી આવી, અને તેઓને હમેશની પેઠે સંતુષ્ટ કરીને તેમને ચુપકીથી રહેવાને અરજ કરી, અને પોતાની છઠ્ઠા સફરનો હેવાલ નાચે પ્રમાણે શરૂ કર્યો.



## સિન્દબાદ વહાણ વટિની છઠ્ઠી સફર.

અહસ્થો માહારી બીજી સફર અંદર આટલા બધા દુઃખ ખમ્યા પછી નશીબપર આધાર રાખવાને હું કેવીરીતે લલચાયો તેથી તમે અચંબો પામ્યા હશો તેમાં કાંઇ શંશય નથી.

જ્યારે હું તેનો વિચાર કરૂંછું, ત્યારે હું પણ ઘણો અચંબો પામુછું. એક વરસ વીત્યા પછી અસ્વર દરીઆપર છઠ્ઠી સફર કરવાને હિંમત ધરવાને નશીબ મને દોરવી લઇ ગયું, અને મારા સગા વાહાલા અને મિત્રોએ તેઓનુ બને તેટલું મને ન જવાને સમજાવાને આંખમાં આંસુ સહિત આજીજી કરી ,પણ મેં તેઓનું કહ્યું માન્યુ નહિં.

ઇરાનિ અખાતના રસ્તે જવાને બદલે મેં ઇરાનના અને હિંદુસ્તાનના કેટલાક પ્રાંતમાં મુસાફરી કરી, પણ આખરે એક સારા વહાણમાં સફર કરવા નિકલ્યો, અને તે વહાણના કપતાને લાંબી મુસાફરી કરવાને નિશ્ચય કર્યો હતો. ખરેખર તે સફર લાંબી હતી, પણ અમે એટલાતો કમ નસીબવાન હતા કે કપતાન અને પાઇલટ દરીઆમાં ભુલા પડ્યા, અને કેણીમેર વહાણ હકારવું તેની અમને સમજણ પડી નહીં, અને રસ્તો બરોબર જડ્યો, પણ અમારે આથી ખુશી થવાનું કારણ નહોતું કારણકે કપતાને

એકાએક પોતાનું સ્થાન છોડ્યું, અને ઘણીજ એક બુંકા ખુમ પાડવાને મંડી ગયો, અને આથી અમે સર્વ વિસ્મિત થઇ ગયા. તેણે પોતાની પાઘડી જમિન પર ફેંકી અને પોતાની દાઢી તાણવા લાગ્યો, અને જાણે તે ગાંડો થઇ ગયો હોય તેવી રીતે પોતાનું માથું પછાડવા લાગ્યો અંતે શોકનું કારણ જ્યારે અમે પુછ્યું, ત્યારે તે બોલ્યો કે જે મોહોટા દુઃખની અંદર આપણે આવી પડયાછીએ તમને કહેવાની મને જરૂર પડેછે. પાણીનો ઝડપી પ્રવાહ આપણા વહાણને ખેંચી જાયછે, અને આપણે પા કલાકની અંદર સઘળા મરી જઇશું. આ મોહોટા ભયમાંથી દુર રહેવાને ઇશ્વરની બંદગી કરો, કારણ કે તેની દયા વગર હવે બીજો કોઇ પણ ઇલાજ રહયો નથી. તેણે પછી સઢ ગોઠવવાને હુકમ કર્યો, પણ તે પ્રયત્ન કરતાં દોરડાં તુટી ગયા, અને તે વહાણની ગતિ કપતાનના હાથમાં ન રહેવાથી તે એક ખડકના સામે તે પ્રવાહે અથડાવ્યું, અને તેના હજારો કકડે કકડા થઇ ગયા, તો પણ અને અમારી મહિ સલામતીને વાસ્તે બંદો બસ્ત કરવાને ખોરાક તેમજ કેટલોક કિંમતી માલ જમીન પર ઉતારી લેવાને અમને પુરતો વખત મળ્યો.

આ કરી રહ્યા પછી, કપતાને કહ્યું, કે ઇશ્વરની ઇચ્છા પ્રમાણે જે થવાનું હશે તે થશે. અહીઆ આપણે પોતાની ઘોરો ખોદીએ અને એક બીજાને છેલી સલામ કરી લઇએ, કારણ કે આપણે એક ઉજડ જગ્યામાં આવી પહોચ્યા છીએ, અને કોઇ પણ જે કમ નસિબે આ કીનારાપર આવી પડ્યો હતો, તે પાછો ઘેર જવાને પામ્યો નથી. આ તેના કહેવાથી અમારા દુઃખની અંદર વધારો થયો, અને અમારી કમનસીબને વાસ્તે શોક કરતા આંખમાં આંસુ સહીત એક બીજાને ભેટયાં. જે પર્વતના તળિએ અમે હતા, તે પર્વત એક મોહોટા અને લાંબા ટાપુની એક એક

તરફની બાજુએ કિનારા સુધી આવેલા હતો. આ કિનારો તેના- પર ભાગી ગયેલા વહાણના કકડાથી ભરપુર હતો. જે સંખ્યા બં- ધ હાડકાં અમારી નજરે પડતા, તેથી અમને પકકી ખાતરી થઇ કે ઘણા માણસ આ જગ્યા પર મરી ગયા હતા.

તે કીનારા પર જુદી જુદી જાતના વીખરાએલો માલ એટલો તો જથા બંધ પડયો હતો કે, તે માનવું અસકયા છે. આ સ- ઘળી વસ્તુથી મહારી દીલગીરીની અંદર વધારો થયો.

દુનીઆના બીજા દરેક ભાગમાં નાની નદીઓ દરીઆને મળે છે. પણ અહીંઆ ઉલટી એક મોહોટી મીઠા પાણીની નદી દરિઆમાંથી નીકળેછે, અને તે કિનારે થઇને એક અંધારી ગુફા- માં વહેછે. તે ગુફાની અંદરનું બાકું ઘણું ઉંચું અને પોહોળું છે. તે જગ્યામાં વધારે ચમત્કારિક એ છે કે તે પર્વત માણેક, બિ- લોર અને બીજા કિમતી જવાહિરનો બનેલો છે. અહીંઆ પણ એક જાતનો રાળ તે પર્વતમાંથી ઓગળી દરિઆમાં પડેછે, અને તેને માંછલા ખાઇ જાયછે, અને એમબરગ્રીસના આકારમાં તેને પાછી કાહાડી નાખેછે, અને પછી તેને મોજા કીનારા પર ફેંકેછે ત્યાં ઘણા કુંઆરના ઝાડછે, અને તેઓ કોમારી ટાપુના ઝાડોના જેવાજ સુંદર છે તે જગ્યાને વમલ (        ) નું નામ આપી શકાય કારણ કે તે જગ્યા એથી કોઇ પણ પાછું આવી શકતુ નથી. તે જગ્યાના વર્ણનમાં મહારે કેહેવું જોઇએ કે કોઇ પણ વ- હાણ તે જગાને થોડે દુર આવેતો તે ત્યાં સીઘડાઇ ગયા વગર રેહેતું નથી. જો દરિઆની લેહેર તે પ્રવાહ તરફ વાળવા માંડેછે, તો તે વહાણ બચાવવાને કાંઇ પણ ઉપાય રહેતો નથી, અને જો જમીન તરફથી પવન આવેછેતો તે ઉંચા પર્વતને લીધે તે પ્રવાહ હર કાંઇ અસર થતી નથી, અને પવન સમુલગો બંધ થઇ જાયછે, અને તેથી તે પ્રવાહ કાંઇ હરકત ન હોવાથી ભર જોસમાં વહે છે,

અને પાછી વહાણને ભાગી નાખ્યું. તેવી રીતે કકડે કકડા કરી નાખે છે. આ ઉપરાંત તે પર્વત એટલો સિધો છે, કે તેના માથાળે પોહોચવું અને ખરેખર કોઇ પણ રીતે બચી જવાનું તદ્દન અશક્ય છે. મોત પાસે આવ્યું છે, ધારતા અને તદન ગભરાઇ ગએલા તે કિનારાપર રહ્યા. અમ અમારો ખોરાક સરખી રીતે વેહેચી લીધો હતો, તેથી દરેક માણસને જ્યારે પોતાનો ખોરાક પુરો થઇ રેહેતો ત્યારે તેણે મરવું પડતું.

જેઓ પહેલા મરી જતાં તેમને અમારામાંનાં જીવતા રહેલાં દાટતાં. આ પ્રમાણે મેં મારા છેલ્લા સાથીને દાટયો. જે ખોરાક મને આપવામાં આવ્યો હતો, તે હું બીજા બધા માણસ કરતા હું વધારે સંભાળથી ખાતો, અને તે સિવાયમારી પાસે કેટલોક ખોરાક હતો, અને તે ખોરાક મેં મારા સાથીઓને બતાવ્યો નહોતો. પણ જ્યારે મેં મારા સાથીને દાટયો ત્યારે મારી પાસે ઘણો થોડો ખોરાક બાકી રહ્યો હતો, અને મારે પણ થોડા વખતમાં ખોરાકની તંગીથી મરી જવું પડસે. એવું ધારવાથી મેં મારી ઘોર ખોદી અને મને દાટવાને કોઇ પણ રહ્યું નહોતું, તેથી હું આ કામ કરવામાં રોકાયો હતો. તે દરમયાનમાં મારા પર આવી પડેલા દુખનું હું મુખ્ય કારણ હોવાથી મારી જાતનો મારાથી ઠપકો દીધા વગર રહેવાયું નહી, અને મહારી છેલી મુસાફરીને વાસ્તે ખરા દીલથી પશ્ચાતાપ કરવા લાગો. મારી જાતનો ફક્ત ઠપકો દેવાથી હું તૃપ્ત થયો નહી, પણ હું નિરાશથી મહારા હાથ ઘસવા લાગ્યો, અને લગભગ હું મરી જવાની તૈયારીમાં હતો, પણ ઇશ્વરે હજુ મારાપર મેર કરી અને જે નદી ગુફાની બખોલમાં થઇને ગુપ્ત થઇને જતી હતી, તે નદીએ થઇને જવાનો વિચાર ઇશ્વરે મારી અંદર આણ્યો. મેં તે નદીને ઘણાજ દયાથી તપાસી અને મને વિચાર થયો કે આ નદી જમીનની અં-

દર વહે છે, તેથી કરીને તે ઘણું દુર ઉઘાડી જગીયામાં પોંહોતી
હશે. મેં વિચાર કરયો કે જો હું એક મછવો બનાવું અને તેની
અંદર બેસુ તો પાણીના પ્રવાહની વાટે હું કોઇ દેશમાં જઇ પો-
ચીશ. જો હું મરી જઇશ તો મારૂં મોત આ રીતે થયાં કરતાં
બીજી રીતે થશે. પણ જો કદાચ હું આ ખિન્ન જગ્યામાંથી સ-
હિ સલામતથી બાહાર નિકળી જઇસ તો જે ભયંકર મોતથી મા
રા સાથી મરી ગયા છે, તેની અંદરથી છુટકારો થશે એટલુંજ
નહીં, પણ મને તવંગર થવાની પણ નવી તક મળશે. આ ભયં
કર ગુફાની બાહાર નિકળતા, મેં જે સઘળા દુખ ખમ્યા છે
તેનો પુરતો બદલો મને નહીં મળે એવું કોણ જાણે છે, આ વિ-
ચાર કર્યા પછી નવા જોરથી મછવો બાંધવા મંડી ગયો. મેં જે
લાકડાના જાડા કકડા અને દોરડા ત્યાં પુશકળ હતા. તેનો એક
મછવો બનાવ્યો. મેં તે લાકડાના કકડાને મજબુતાઇથી ભેગા બાં
ધી લીધા, અને આ પ્રમાણે એક મજબુત વહાણ બનાવ્યું, જ્યા-
રે તે પુરૂં થઇ રહ્યું ત્યારે મેં તેની અંદર માણેક, પાના, એમ
બર ગ્રીસ, બિલોર તેમજ રૂપેરી અને સોનેરી સામન ભર્યો. મેં
તે સામાનને બરોબર વચગાળે મુક્યો, તે લાકડાના કકડા સાથે
બાંધી લીધો, અને જે બે ચાટવા મેં બનાવ્યા હતા, તે સહિત
હું તે વાહાણપર ચઢી ગયો, અને ઇશ્વરપર આધાર રાખીને
હું તે પ્રવાહ માર્ગે આગળ વહ્યો

હું તે ગુફાના બખોલમાં પેઠો એટલે અજવાળું પડતું બં-
ધ રહ્યું, અને પ્રવાહની ગતિ મને માલમ પડયા વગર તે પ્રવા
હ મને આગળ ઘસડી લઇ ગયો. અજવાળાનું એક પણ કાર-
ણ મહારી નજરે પડયા વગર મેં કેટલાક દહાડા લગણ આ
અંધારી જગ્યાની અંદર હલેસાં માર્યા કર્યા. એક ઠેકાણે તો તે
ગુફાનું બારૂં એટલું તો નિચું હતું કે તેથી મહારા માથાને વા-

ગયું અને તેથી કુરીથી એવા ભયની અંદરથી દુર રેહેવાને હું અતિશય સાવધ રહ્યો. આ વખતના દરમિયાનમાં જેટલો ખો રાક મારી જીંદગીને બચાવવાને પુરતો હતો, તેટલોજ થોડો ખો- રાક હુ ખાતો, અને જો કે હું તે ઘણી કસર કરીને ખાતો હતો, તોપણ હુ તે સઘળો ખાઇ ગયો, અને પછી હુ નિરાંતે ઉંગ્યો.

હું લાંબા વખત સુધી ઉંગ્યો કે નહી તેની મને ખબર ન- થી. પણ જ્યારે હું ઉઠયો ત્યારે નદીના કાંઠા પર આવેલા એક ખુલ્લા દેશની આગળ મને જોઇને હું ઘણો અચંબો પામ્યો. તે કીનારે મહારો મછવાને બાંધવામાં આવ્યો હતો, અને મારી આસ પાસ કેટલાક કાળા માણસ ઉભા હતા. મેં તેઓને દેખ્યા કે તરતજ હું ઉઠયો અને તેમને સલામ કરી. તેઓ મારી સાથે બોલવા લાગ્યા, પણ તેમની ભાષા સમજી શકયો નહી. હું આ વખતે એટલો બધો ખુશી થઇ ગયો હતો, કે જે મારી નજરે પ- ડતું હતું તે ખરૂં છે, એવું હું ભાગ્યેજ માનતો. આખરે હું જાગ્યું છું એવી જ્યારે મારી ખાતરી થઇ ત્યારે હું નીચેના શબ્દ અરબિમાં બોલ્યો. "ઇશ્વરનું નામલ્યો" અને તે તારી મદદે આવશે. તેના શિવાય બીજા કોઇની દરકાર રાખવાની મારે જરૂર નથી તારી આંખ મીચ, અને તું ઉંઘે છે એટલામાં ઇશ્વર તારા કમ નશીબને બદલે તેને નશીબવાન કરશે.

આવુ મને બોલતાં સાભળીને તેમાંનો એક કે જે અર બી સમજતો હતો, તે મારી કને આવ્યો, અને નિચે પરમાણે બોલ્યો. તે બોલ્યો ભાઇ અમને જોઇને તુ વિસ્મય થતોમાં અ મે આ દેશમાં રહીએ છીએ, અને આ નદી કે જે પાસેના પર પરવતમાથાં નીકળે છે તેની અંદરથી નેહેર ખોદી અમારા ખેતર ની અંદર પાણી લાવવાને અમે આજે અહીઆં આવ્યાછીએ. અમે તે પ્રવાહની અંદર કાંઇ ખેંચાતું આવતું જોયું,

અને તે શું હતું તે જોવાને તરતજ કિનારા તરફ દોડયા, અને તરતજ આ મછવો દેખાયો અમારામાંનો એક તે મછવા આગળ તરીને ગયો, અને તેને કિનારે દોરી લાવ્યો. તમે જુઓછો તે પ્રમાણે અમે તેને બાંધ્યોછે, અને તમારી ઉઠવાના વાટ જોતા હતા. તમારો હેવાલ જે અતિશય અજાયબ જેવો હશે તે કહી દેખાડવાને અમે તમને વિનંતી કરીએ છીએ આ ઉપર મછવામાં આવવાની તમે હિમત શી રીતે ચલાવી શકયા અને તમે કયાંથી આવો છો.તે મને કહો પહેલાં મેં કેટલીક ખોરાક આપવાને અરજ કરી, અને પછીથી મારો હેવાલ તેમને કહેવાનું વચન આપ્યું.

તેઓ કેટલીક જાતનું જુદું જુદું માંસ લાવ્યા અને જયારે હું તૃપ્ત થયો, ત્યારે જે સઘળું બન્યું હતું તે તેમને કહી દેખાડયું અને તેઓએ તે ઘણા અચંબાથી સાંભળ્યું મેં મારો હેવાલ પુરો કર્યો એટલે તેઓના ઇન્ટર પ્રટરે (અર્થ સમજાવનારે) મને કહ્યું કે અમે તમારી વાતથી ઘણા વીસ્મિત થયા છીએ અને મહેરા સહાસ કામ રાજા ને કહી દેખાડવાને જવા વાસ્તે તેઓએ મને કહ્યું, કારણ કે તેઓ એટલાતો આશ્ચર્ય કારક હતા કે તેઓનું તમારા સિવાય બીજા કોઇથી વર્ણન થઇ શકે નહી, મેં જવાબ દીધો કે તેઓની ખુશીમાં આવે તે કરવાને હું ખુશી છું. પછી તેઓએ એક ઘોડો મંગાવ્યો, અને તે ઘોડો થોડીવાર પછી આણવામાં આવ્યો તેઓએ મને તે પર બેસાડયો તેઓમાં કેટલાક મને રસ્તો દેખાડવાને આગળ ચાલ્યા અને તેઓમાંના કેટલાક મજબુતે મારો મછવો બહાર ખેચી કાહાડયો, અને માણકની ગાંસડીઓ સહીત તે મછવાને તેઓએ ઉંચકયો અને તેઓ મારા પછાડી આવવા લાગ્યા અમે સેરેનડીબટાપુના મુખ્ય શહેર તરફ ગયા, અને તેઓ મને તેઓના રાજા કને લઇ ગયા.

જે તખતપર તે બેઠા તે તખ્ત પાસે હું ગયો. અને હિંદુસ્થાનના રાજાને સલામ કરવાની રીત છે, તે પ્રમાણે મેં તેને સલામ કરી. એકલો હું તેને પગે પડ્યો, અને જમીનને ચુંબન કરી. રાજા એ મને ઉઠાડ્યો, અને મળતાવડા ચહેરાથી મારો આદર સત્કાર કર્યો, અને મને તેઉ કને બેસાડ્યો. તેણે પહેલા માહારૂ નામ પુછ્યું. મેં જવાબ દીધો, કે મહારૂ નામ સિંદબાદ છે, અને મેં કેટલીક સફરો કરી છે, તેથી મહારી અડક ખલાશીની પડી છે. અને વળી મેં કહ્યું, કે બગદાદનો રહેવાશીછું, ત્યારે તેણે પુછ્યું કે તું મારા મુલકમાં શીરીતે અને ક્યાંથી આવ્યો.

મારાથી રાજાને કાંઈ પણ પુછાયું નહીં, અને જે હેવાલ તમે હમણાંજ સાંભલ્યો છે, તે મેં તેની આગળ કહી દેખાડ્યો. તે મારા હેવાલથી એટલો તો ખુશ થઇગયો, કે તેણે મારો હેવાલ સોનેરી અક્ષરમાં કોતરવાનો અને રાજ્યના બીજા દફતરની અંદર સાચવી રાખવાનો હુકમ કર્યો. તે મછવાને તરતજ આણવામાં આવ્યો, અને તે ગાંસડીઓ તેની હાજરીમાં છોડવામાં આવી. તેણે કુંઆરનું લાકડું અને એમબરગ્રીસના વખાણ કર્યા. પણ તેણે સઘલા કરતાં, માણેક અને પાંના બહુજ વખાણ્યા. કારણ કે તેના ખજાનામાં તેની કિંમતનું એકે નહોતું.

મેં જ્યારે તેને મારા જવાહિર તરફ ખુશીથી જોતો, અને મુખ્યત્વે કરીને સુંદર જવાહિર તરફ વારંવાર જોતો તે માલમ પડ્યો, ત્યારે હું તેને પગે પડ્યો, અને મેં બોલવાની છુટ લીધી, અને કહ્યું કે સાહેબ હું આપણા હુકમનો ફકત તાબેદાર નથી, પણ મારો સઘળો માલ અને મછવો પણ જો આપ સાહેબ સ્વીકારશો તો અરપણ કરવાને તઇઆર છું, અને તેનું તમારી મરજીમાં આવે તેમ આપ સાહેબ કરો. તે હસ્યો અને જવાબ દીધો કે જે મારી પાસે હતુ તે તેની લેવાની ખુશી નથી, કારણકે તમને ઇશ્વરે

તમને આપેલુંછે, અને મને તે પુંજી લેવુ મંજુર નથી. તમારી દોલત ઓછી કરવાને બદલે હું તે વધારવાને ઇચ્છું છું, અને જ્યારે તમે મારો દેશ છોડીને જાઓ ત્યારે તમારે મહારી ઉદારતાના ચિન્હ સાથે લઈ જવા જોઇએ.

આના જવાબમાં મેં તેની આબાદી અને ઉદારતાના વખાણ કરયાં, તેણે એક અમલદારને મારી શેવામાં રહેવાનો હુકમ કરયો, અને મારી શેવામાં રહેવાને તેણે પોતાને પગારે કેટલાક ચાકર આપ્યા, જે હુકમ તેઓને કરવામાં આવ્યો હતો, તે હુકમ તે અમલદારોએ નિમકહલાલપણે બજાવ્યો, અને મારી ગાંસડીઓ મારા મુંકરર કરેલા ઠેકાણે લઈ ગયા.

હું દરરોજ ચોકસ વખતે રાજાની મુલાકાત લેવાને કચેરીમાં જતો, અને બાકીનો વખત તે શહેર અને બીજી જોવા લાયક વસ્તું જોવામાં ગુજારતો.

સેરેનડીબનો ટાપુ બરોબર ભૂમધ્યરેખાની અંદર આવેલોછે, તેથી ત્યાં દહાડો અને રાત સરખાં છે. તે આશરે ૮૦ લીગ લાંબો અને તેટલો પોહોળો છે, તે ટાપુની રાજધાની પર્વતથી બનેલા એક સુંદર ખીણને છેડે આવેલીછે, તે પર્વત તે ટાપુની વચો વચ આવેલોછે, અને તે દુનીઆમાં સૌથી ઉંચો છે. તે દરીઆપર વહાણથી ત્રણ દહાડા પહેલા જણાયછે. માણેક અને જુદી જુદી જાતના જવાહીરતે પર્વતમાં પૂષ્કળ પેદા થાયછે, અને ઘણી ખરી ખડક અમેરી જાતના પથ્થરનીબનેલીછે. તે અસેરી અજાયબ છોડવા અને ઝાડો તેમાં મુખ્યત્વે કરીને સીડાર અને નાલીઅરનાં ઝાડ ત્યાં જથાબંધ ઉગેછે, અને કીનારે નદીના મુખ આગળ છીપ પકડવામાં આવેછે. તે પર્વતની કેટલીક ખીણની અંદર હીરા પેદા થાયછે.

સ્વરગમાંથી જ્યારે એડમને દેશ નીકાલ કરી જે જગાપર

મુકેલો હતો, તે જગાએ જવાને તે પર્વત ઉપર હું આસ્તાથાય ડયો, અને મને પર્વતની ટોચ ઉપર જવાની આકાંક્ષા થઇ.

જ્યારે હું તે શહેરમાં પાછો આવ્યો, ત્યારે મેં મારા દેશમાં પાછા જવાને રાજાની રજાલીધી, અને તેણે ઘણી સભ્યતા અને માન સહિત રજા આપી. તેણે મને એક મોહોટી બક્ષિસ લેવાને જરૂર પાડી, અને તે બક્ષિસ તેના ખજાનામાંથી લીધેલી હતી, અને જ્યારે હું તેની રજા લેવાને તેની પાસે ગયો, ત્યારે તેણે પહેલા કરતાં એક વધારે મોહોટી ભેટની મને સોંપણ કરી, અને તે સીવાય તેણે અમારા રાજા કે જે, આસ્તિક લોકો સેનાપતી ના નામથી ઓળખાવલો હતો, તેને આપવાને મને એક કાગળ આપ્યો. આ કાગળ અને ભેટ ખલિફ હેરાઉન આલ્રેશિડને ભેટ આપવાને અને મારી દોસ્તીની તેને ખાતરી કરી આપવાને હું વિનંતી કરું છું. મેં ઘણાજ માનથી તે કાગળ અને તે બક્ષિસ લીધી, અને મેં તે હુકમ બરોબર વખતસર બજાવવાને વચન આપ્યું. હું વહાણપર ગયો, તે પહેલા, તે રાજાએ કપતાન અને વેપારીઓને બોલાવ્યા. અને મારાપર બનતું ધ્યાન આપવાને હુકમ કર્યો.

સેરેન્ડિબ ટાપુના રાજાનો કાગળ કોઈ એક અમુક પ્રાણીની ચામડાપર લખેલો હતો, અને તે ચામડી ભાગ્યેજ મળી આવવાથી તે દેશમાં તેની કીંમત ઘણી ગણાતી હતી. તે ચામડાનો રંગ જરા પિલાસ પડતો હોય છે, તેની અંદરના અક્ષર ભુરા રંગના હતા, અને તેમાં હીંદિ ભાષામાં નિચેના શબ્દ લખેલા હતા.

હિંદુસ્તાનનો રાજા જેની આગળ સ્વારીમાં એક હજાર હાથી આગળ ચાલે છે, અને જેના મેહેલનું છાપરું એક લાખ માણેકના ચળકાટથી ચળકી રહ્યું છે, અને જેના ખજા-

નામાં હીરાથી જડેલા વીસ હજાર મુગટ છે. તેવા હિંદીરાજા આ અંતઃકરણની અંદર તમારી તરફ જે પ્રિતી છે તે વાસ્તે એક ભાઇ અને મિત્ર તરીકે ખલિફ હેરાફીન આલ્રેશિડને મોકલેલી ભેટ સ્વીકરજો.

અમને અમારો તમારી તરફનો પ્યાર બતાવી આપવાની તક મળી છે, તેથી અમે ઘણા ખુશી છીએ. તમે પણ અમારાપર એવોપ્યાર રાખશો, અને સરખી પદવીના હોવાથી અમે પણ તમારા સ્નેહને લાયક છીએ, એવું અમે ધારીએ છીએ. અમે તમને એક ભાઇ તરીકે સલામ કરીએ છીએ. છેલ્લી સલામ તેની ભેટની અંદર એક પ્યાલુ હતો. તે ફક્ત એકજ માણેકનો બનાવેલો હતો, અને દરેક એક દ્રામના ગોળ મોતીથી તે ભરેલા હતો. ભેટની અંદર બીજી વસ્તુ એક સાપની ચામડી હતી, અને તેનાપર સાધારણ સિક્કાના રૂપિઆ જેવડા તેનાપર ભીંગડા હતા. તેની અંદર અજાયબ જેવો ગુણ એ હતો, કે જેઓ તેનાપર સુઇ રેહેતા તેઓના સઘળા રોગ દુર થતા હતા, તે સિવાય આસરે પચાસ હજાર દ્રામ કુંઆરનું લાકડું અને ટરપેન્ટાઇન ઝાડના નાળીએર જેવડો મોટો ઓઈનનો કપુર કકડો પણ ભેટ કરવામાં આવ્યા હતા, અને આની જોડે એક ઘણી જ સુંદર ગુલામડી મોકલી અને તેના લુગડાપર ઘણા અમુલ્ય જવાહિર જડેલા હતા.

અમારૂં વહાણ હંકારવામાં આવ્યું, અને સારા નસીબે લાંબી સફર કર્યા પછી, અમે બાલસોરે આવી પહોંચ્યા, અને ત્યાંથી હું પાછો બગદાદ ગયો, હું ત્યાં ગયો કે તરતજ મેં જે કામ મને સોંપવામાં આવ્યું હતું, તે અમલમાં આણ્યું. મેં સેરેનડિબના રાજાનો કાગળ લીધો અને, તે સુંદર ગુલામડી અને મ્હારા સગાવહાલા કે જેઓએ જે ભેટ મને સોંપવામાં

આવી હતી તે લઇને, અમે અમારા દરવાજા આગળ હાજરથયા. મેં મ્હારા હાજર થવાનું કારણકહી દેખાડ્યું, અને મને તરતજ તે ખલિફના તખ્ત આગળ લઇ જવામાં આવ્યો. જ્યારે તેણે તે કાગળની બીના વાંચી ત્યારે તેણે મને પુછ્યું, કે તેના કાગળમાં લખ્યા પ્રમાણે શું સેરેનડિબનો રાજા એટલો બધો તવંગર અને સત્તાવાન છે, તે વાત શું ખરી છે! હું બીજીવાર તેના પગે પડ્યો, અને જ્યારે ઉઠયો, ત્યારે હું બોલ્યો આસ્તિકના સરદાર સાહેબ હું આપ સાહેબ આગળ ખાતરી પુર્વક કહુંછું, કે તે પોતાની દોલત અને દબદબાની કાંઇપણ બડાઇ મારતો નથી. મેં તે મારી નજરે જોયુંછે, તેના મહેલની સૌંદર્યતા કરતાં બીજું કાંઇપણ વધારે આશ્ચર્યકારક નથી. જ્યારે તે રાજા સ્વારીમાં નીકળે છે, ત્યારે તે હાથી ઉપર તૈયારી કરેલી અંબાડીમાં બેસે છે. તેની આસપાસ પ્રધાનો, માનીતાઓ અને કચેરીના બીજા અમલદારો બે હારની અંદર ગોઠવાઇ જાય છે. પોતાની આગળ તેજ અંબાડીમાં એક અમલદાર સોનેરી ભાલો લઇને બેઠો છે, અને અંબાડી પાછળ સોનાનો સ્થંભ હાથમાં લઇને બીજો અમલદાર ઉભો રહે છે. તે સોનેરી સ્તંભના મથાળે આસરે અરધા ફુટ લાંબુ અને એક ઇંચ પહોળું પાનું હોય છે. રેશમી અને કસબી લુગડાં પહેરેલાં અને સુંદર સણગારેલા હાથીપર બેઠેલા હજારો માણસ તેની આગળ ચાલે છે.

જ્યારે રાજાની સ્વારી આગળ ચાલેછે ત્યારે હાથીની અંબાડી આગળ બેઠેલો, અમલદાર મોહોટા અવાજથી વારંવાર બુમ પાડેછે, અને બોલેછે કે " આ મોહોટા રાજા હિંદુસ્તાનનો શક્તિવાન અને જબરો સુલતાન છે, અને તેનો મહેલ એક લાખ જવાહીરથી જડેલો છે, અને તેનીકને વીસ હજાર હીરાથી જડેલો મુગટ છે.

આ રાજા સોલીમીયા જાડો ગીહરેજ રાજ્ય કરતાં પણ વધારે મોટોછે. આ પ્રમાણે તે બોલતા રહેછે એટલે બીજો અમલદાર કે જે તખ્તની પાછળ ઉભો રહેછે તે બોલેછે કે આવા મોટા અને શક્તીમાન રાજાને પણ મરવું પડશે. મરવું પડશે વીગેરે પેહેલો અમલદાર પછી બોલેછે કે જે જીવતો રહેછે અને મરી જતો નથી તે સલામત રહો.

સેરેન્ડીબનો રાજા એટલોતો પ્રમાણિક છે કે તેની રાજધાની અથવા તેના રાજ્યમાં ઇનસાફ કરનારો કોઇ પણ અમલદાર નથી. લોકો પ્રમાણીકપણાના ખરા નીયમ જાણેછે, અને તે પ્રમાણે સખતાઇથી વરતેછે, તેથી કરીને જ્યાં કચેરીઓ અને ઇનસાફદારોનું કાંઇ પણ કામ પડતું નથી. મારી વાતથી ખચીત ખલિફ તૃપ્ત થઇ ગયો, અને કહ્યું, કે તે રાજાનું ડહાપણ તેના કાગળપરથી જણાઇ આવેછે અને તમે મને જે કહ્યુંછે તે સાંભળ્યા પછી મારે કબુલ કરવું જોઇએ કે આવું ડહાપણ પ્રજાની અંદર હોવું જોઇએ અને એવી પ્રજા ડાહી હોવી જોઇએ. આ કહયા પછી તેણે મને ઉમદા બક્ષિસ આપીને રજા આપી.

સિંદબાદે પોતાની વાત પુરી કરી, અને તેના પરૂણાઓ પાછા ઘેર ગયા, પણ સિંદબાદને હમેશાની માફક સો સેકિવનસ મળ્યા તેઓ બીજે દહાડે પાછા આવ્યા, અને સિંદબાદ પાછું પોતાની છેલી મુસાફરીનું વર્ણન નીચે પરમાણે શરૂ કરયું.

## સિન્દબાદ વહાણવટિની સાતમી છેલ્લી સફર.

મારી છઠી સફર કરી પાછા આવ્યા પછી મેં હવે સફર કરવાનો સઘળો વિચાર છોડી દીધો. હું હવે ઘરડો થયો હતો તેથી મારે આરામ લેવાની જરૂર હતી. જે જોખમની અંદર હું આવી પડતો હતો તેનાથી દુર રહેવાના વાસ્તે મેં સફર કરવાના

સોગન લીધા હતા. તેથી મેં મારી જીંદગી એસ આરામમાં અને સલાહ સંપમાં ગુજારવાની તજવીજ કરી.

એક દહાડે હું મારા કેટલાક દોસ્ત સાથે ગમત કરતો હતો, તેટલામાં ખલિફનો એક અમલદાર મારી કને કાંઈ કહેવા આવ્યો. હું મેજપરથી ઉઠ્યો અને તેની કને ગયો. તે બોલ્યો કે ખલીફ તને મળવાને ચાહેછે, તે તમને કહેવા આવવાને તેણે મને હુકમ કરેલોછે. હું તે અમલદારની સાથે રાજાના મેહેલમાં ગયો, અને તે અમલદાર મને રાજા કને લઇ ગયો, હું રાજાના પગે પડ્યો, અને સલામ કરી તેણે કહ્યું, સિંદબાદ મારે તારો ખપ પડ્યો છે. તારે મારૂં કામ કરવું જોઇએ અને તારે મારો જવાબ અને ભેટ સહીત સેરન્દિઅના ટાપુએ એકવાર વળી જવાનુંછે. જે સભ્યતા તેણે મને બતાવીછે તેનો મારે બરોબર મોકલવાની ફરજછે. ખલીફનો હુકમ મને ગાજવીજ જેવો થઇ પડ્યો. મેં જવાબ દીધો કે, આશ્તીકના સરદાર સાહેબ જે હુકમ આપ સાહેબ ફરમાવો તે હું બજાવવાને હું તઇયારછું, પણ હું નમ્રતાથી વિનંતી કરૂંછું કે મારા કહી ન શકાય એવા દુખ ખમવાથી હું ઘણો ઘસાઇ ગયોછું, અને બગદાદ શહેરની બહાર પગલું મુકવાના સોગન ખાધાછે. પછી મેં મારા સાહસ કામનો લાંબો હેવાલ તેને કહી સંભળાવવાને તક સાધી અને તેણે તે હેવાલ ઘણાજ ધ્યાનથી સાંભળ્યો, જ્યારે હું બોલી રહ્યો ત્યારે તે બોલ્યો કે હું કબુલ કરૂંછું કે આ સાહસ કામો ઘણા અજાયબ જેવાછે તોપણ તેથી જે સફર હું તને મારી ખાતરે કરવાને દરખાસ્ત કરૂંછું થોડા દહાડામાં હું સફર કરવા તૈયાર થયો, અને ખલિફના હાથથી લખેલો કાગળ અને તેને આપવાની બક્ષિસ મ્હારા હાથમાં આવ્યાં કે તરતજ હું તરતજ બગદાદમાંથી નીકળ્યો, અને ત્યાંથી બંદર બસરામાં આવ્યો. કેટલાક વખત પછી હું સહી સલામત રીતે સેર

નિડ્યના ટાપુએ પોહોચ્યો. જે કામે હું ત્યાં આવ્યો હતો, તેથી મેં પ્રધાનને તરતજ વાકેફ કર્યા, અને બને તેટલી ઉતાવળથી રાજાની મુલાકાત કરાવવાની મેં વિનંતી કરી. તેઓ મારી ઇચ્છા પ્રમાણે ચાલ્યા, અને મને રાજાને મેહેલે તેડી લઇ ગયા. હમેશના રિવાજ પ્રમાણે હું તે રાજાના પગે પડયો. તે રાજાએ મને તરતજ ઓળખ્યો. અને મારા પાછા આવવાને વાસ્તે તેણે ઘણી ખુશી બતાવી. તેણે કહ્યું કે સિંદબાદ તમે ભલે આવ્યા. હું ખાતરી પુર્વક કહું છું કે તમારા ગયા પછી મેં તમને ઘણીવાર યાદ કર્યા છે. આજ તમને પાછા જોઇને હું ઘણો ખુશી થયો છું. મેં તેના વખાણ કર્યા, અને તેના માયાળુપણાને વાસ્તે તેનો ઉપકાર માન્યો. મેં મારા ખલીફનો કાગળ અને ભેટ તેને આપી, અને તે તેણે ઘણી ખુશી અને સંતોષથી સ્વીકાર્યા. ખલિફે તેને આસરે હજાર સિકિન્સની કિંમતની મોહોટી કિનખાબની તળાઇ, કિંમતી લુગડાના પચાસ ઝબ્બા અને કેરો સુએજ કુફા અને અલેક્ઝન્ડ્રીઆથી આણેલા સુંદરમાં સુંદર ધોળા સો રેશમી ઝબ્બા મોકલ્યા હતા. તે સિવાય એક બીજી કિરમજી રંગની તળાઇ અને એક જુદા ઘાટની તળાઇ પણ ભેટમાં મોકલી હતી. તેની સાથે એક હકીકનો ચંબુ મોકલવામાં આવ્યો હતો તે ચંબુ ઉંડાકરતાં વધારે પોહોળો હતો, અને તે એક આંગળી જેટલો જાડો હતો. તેની બાજુએ જમીન પર નિચાં નમતાં એક માણસ ને કોતરેલો હતો, અને તેના હાથમાં તીર તથા કામઠું આપેલા હતા, અને તે સહીત તે માણસ એક સિંહપર બેસતો હતો. આ સિવાય તેણે સુંદર સણગારેલો મેજ મોકલ્યો હતો, અને તે મેજ મોહોટા સોલોમનનું હતું એવું લોક કથા પરથી ધારે છે.

ખરા રસ્તાના બતાવનાર ઇશ્વરનો આભાર માનીને અબ્બા હેરાઉન આલ્રેચિદ કે જે ઇશ્વરની ઇચ્છાથી પોતાના બાપ

દાદાની પછી આબરૂદાર પદવીએ પામેલો છે, તેની તરફથી શકિ વાન અને સુખી સુલતાનના હજુરમાં.

અમને તમારો કાગળ પોહોચ્યો છે, અને તેથી ઘણા ખુશી થયા છીએ, અને અમારી કચેરીના અમલદારોની ઇચ્છા પ્રમાણે આ જવાબ મોકલ્યો છે. અમે આશા રાખીએ છીએ કે જ્યારે તમે તે કાગળ વાંચશો, ત્યારે અમારો નેક વિચાર તમને માલમ પડશે, અને તે તમને પસંદ પડશે છેવટની સલામ સહિત ખલી ફે પોતાની મિત્રતાના ચિન્હ પાછા મોકલ્યા છે એવું સેરેન્ડિનના બના ટાપુના રાજાને માલમ પડયું ત્યારે તે ઘણો ખુશી થયો. આ મુલાકાત પછી તરતજ મેં તેની રજા લેવાને વાસ્તે બીજી મુલાકાતની અરજ કરી અને મને રજા મેળવતાં ઘણી મુશીબત પડી.

આખરે મને રજા મળી; અને રાજાએ મને જતીવખતે સુંદર ભેટ આપવાનો હુકમ કર્યો. બગદાદ પાછા જવાના ઇરાદાથી હું વહાણ પર ચડયો, પણ કમ નશીબે હું ધારતો હતો તેટલી જ પરથી મહારાથી પાછું આવી શકાયુ નહીં, કારણ કે ઇશ્વરની ઇચ્છા જુદીજ તરેહની હતી.

અમારૂ વહાણ હંકારવામાં આવ્યું, ત્યાર પછી ત્રણ અથવા ચાર દહાડે અમને ચાંચીઆ મળ્યા. અમે બચાવ કરવાને શકિતમાન નહોવાથી તેઓએ અમારૂં વહાણ સહેલાઇથી લઇ લીધું. વાહાણની અંદરના કેટલાકે બચાવ કરવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં તેઓ માર્યા ગયા. મેં અને બીજા વેપારીઓએ તેમના સામો જરા પણ અટકાવ કર્યો નહી, અને તેથી તેઓએ અમને ગુલામ કર્યા. તેઓ અમારો સઘળો સામાન લઇ ગયા, અને અમારા સારા લુઘડા લઇ અમને ફાટેલાં લુંગડાં પેહેરવા આપ્યા. પછી તેઓએ તેઓનું વહાણ કેટલેક દુર આવેલા મોહોટા ટાપુતરફ હંકાર્યું, અને તે ટાપુમાં અમને ગુલામ તરીએ વેચ્યા.

મને એક તવંગર વેપારીએ ખરીદ્યો. તે મને પોતાને-ઘેર તેડીગયો, અને મને ખાવાને ખોરાક આપ્યો, અને મને ગુલામના લુગડાં પેહેરાવ્યા. હું કોણહતો તે તેને ખબર ન હોવાથી તેણે એક દહાડો મને પુછ્યુ કે તને કાંઇ ધંધો આવડેછે! મેં જવાબ દીધોકે, હું કારીગર નથી પણ મારો ધંધો વેપારીનોછે અને જે મારી પાસે હતું તે ચાંચીયાઓ કે જેણે મને વેચ્યોછે, તેઓ લઇ ગયાછે. તેણે કહ્યુંકે બોલ, તને તીર મારતા આવડેછે! મેં જવાબ દીધો કે નાનપણમાં મને તેનો ઘણો શોખ હતો, અને હજુંપણ હું તે ભુલીગયો નથી. પછી તેણે મને એક કામઠું અને કેટલાક તીર આપ્યાં, અને મને પોતાના હાથીની પછાડી બેસાડીને તે મને એક મોહોટા જંગલમાં લઇગયો. તે જંગલશહેરથી કેટલેક છેટે હતું. અમે તે જંગલમાં કેટલેક દુરગયા, અને તેની મુકરર કરેલી જગ્યા એજ્યારે અમે પોહોચ્યા ત્યારે તેને મને હાથીપરથી ઉતાર્યો. પછી તેણે મને એક મોહોટું ઝાડ બતાવ્યું, અને કહ્યું કે તું આના પર ચડ અને તેની નીચે થઇને જે હાથી જાય તેનાપર તીર ફેંકજે કારણ કે આ જંગલમાં ઘણા હાથી રહે છે, અને જો તેમાંનો એક પણ મરે તો મને ઘેર આવીને કહી જજે. આમ કહીને તેણે મને કેટલાક ખોરાક આપ્યો, અને પાછો તે શહેર તરફ ગયો, અને તે ઝાડ ઉપર આખી રાત હું જાગતો રહયો. મેં તે વખતની દરમીયાનમાં એકકે હાથીને જોયો નહીં. પણ બીજે સવારે સુર્ય ઉગ્યો કે તરતજ તેઓ જથાબંધ મહારી નજરે પડયા. મેં તેઓની તરફ કેટલાક બાણ ફેંકયા, અને આખરે એકનો જીવ લીધો. બાકીના તરતજ પાછા ગયા, અને તેથી જે ફતેહ મેં મેળવી હતી તે મારા ધણીને કહેવા જવાને, મને કાંઇ પણ હરકત પડી નહી. આ સારી વધામણીને વાસ્તે તેણે મને સુંદર ખાવાનું

આપી ખુશી કર્યો, અને તેણે મારી હુંશીઆરીના વખાણ કર્યાં. અમે બંને પાછા તે વનમાં ગયા, અને ત્યાં જે હાથીને મેં મારી નાખ્યો હતો તેને દાટવાને અમે ખાડો ખોદયો. મારા ધણીનો વીચાર તેને જમીનની અંદર સડાવવાનો, અને પછી વેવાર અર્થે તેના હાડકાં ખોદી કાહાડવાનો હતો. મેં બે મહિના લગણ તે ધંધો જારી રાખ્યો, અને ઘણું કરીને હું દરરોજ એક હાથીનો ભોગ લેતો. હું દરરોજ એકના એક ઝાડપર બેસી રહેતો નહોતો. કોઈ દહાડે હું એક ઝાડપર અને બીજે દહાડે બીજા ઝાડપર ચડતો. એક સવારે જ્યારે હું કેટલાક હાથીની વાટ જોતો બેઠો હતો, ત્યારે એક હાથીનું મોહોટું ટોળું હમેશની માફક તે જંગલમાં આમ તેમ ભટકવાને બદલે મારી તરફ મોટા ભયંકર અવાજ કરતું આવતું જોઇને હું ઘણો અચંબો પામ્યો.

તેઓની સંખ્યા એટલી તો મોહોટી હતી કે જમીન તેઓનાથી છવાઇ ગઇ, અને તેઓના પગના ધમકારાથી જમિન ધ્રૂજવા લાગી. જે ઝાડપર હું બેઠો હતો, તે ઝાડ કને તેઓ આવ્યા, અને તેઓની લાંબી સુંઢવતી તે ઝાડને તેઓએ ઘેરી લીધું, અને તેઓ મારી તરફ તાકીને જોવા લાગ્યા. આ અજાયેબ દેખાવથી હું સ્તબ્ધ થઇ ગયો, અને બિહીકથી એટલો ગભરાઇ ગયો કે, મારા હાથમાંથી મારૂં કામઠું અને તીર પડી ગયા.

માહારી બીક નિરકારક નહોતી. તે હાથીઓએ કેટલાક વખત સુધી મારા સામું તાકીને જોયું, અને તેમાંના એક મોહોટામાં મોહોટા હાથીએ તે ઝાડના થડીઆની આસપાસ તેની સુંઢ નાંખી, અને તેને એટલા બધા જોરથી હલાવ્યું કે તેને મુળીઆમાંથી ઉખેડી નાંખ્યું, અને તેને જમીનપર ફેંક્યું. હું તે ઝાડની સાથે પડયો, પણ તે હાથીએ તેની સુંઢવતી મને ઉચક્યો,

અને તેની આંખપર બેસાડયો, અને ત્યાં હું અદમુઓ પડી રહયો; ને તેના અગાડી ચાલ્યો, અને તેના સાથી તેની પછાડે ચાલવા માંડયું, અને તેઓ મને એક સ્થાને લઇ ગયા. ત્યાં તે હાથીએ મને મુકયો, અને સઘળા પાછા ગયા.

માહારી સ્થિતિનો વીચાર કરો; મેં તે એક સ્વપ્ન ધારી લીધું. આખરે કેટલીવાર બેઠો, અને કોઇપણ હાથીને ન જોવાથી જ્યારે હું ઉઠયો, ત્યારે મનેમાલમ પડયું કે હું એક પોહોળી નાની ટેકરીપર હતો, અને તે તદન હાડકા અને હાથીદાંતથી ભરપુર હતી. આ દેખાવથી મારા મનમાં હજાર વિચાર આવવા લાગ્યા. મેં આ પ્રાણિઓની પ્રેરણ બુદ્ધિના વખાણ કર્યા; અને તે જગા તેઓની મસાણની ભુમી હતી, એવી મારી ખાતરી થઇ, અને અને હું તેમનો જીવ લેતો બંધ થાઉં એવા વિચારથી તેઓ મને આ જગા બતાવવાને અહીંઆ લઇ આવ્યા હતા, કારણકે હું ફકત તેમના દાંત વાસ્તેજ તેઓના પ્રાણ હરતો હતો.

હું તે ટેકરીપર લાંબી વાર સુધી રહયો નહીં, પણ હું શહેર તરફ જવા નિસર્યો, અને એક આખી રાત અને દહાડો ચાલ્યા પછી આખરે મારા ધણીના ઘર આગળ આવી પહોંચ્યો. મને રસ્તામાં કોઇપણ હાથી નજરે પડયો નહી. તેથી મારી ખાતરી થઇ કે મને તે ટેકરી પરથી હેરાન કર્યા વગર આવવા દેવાને તેઓ જંગલની અંદર ઘણે દુર ગયા હતા. મારા ધણીએ મને જોયા કે તરતજ તે બોલ્યો, અરે! ગરીબ સિંદબાદ તારા શા હાલ થયા હશે તે ન જાણવાથી હું ઘણો દિલગીર થયો હતો. હું તે વનમાં ગયો હતો, અને એક ઝાડ મુળીઆમાંથી તરતજ ઉખેડી નાંખેલું મારી નજરે પડયું, અને એક કામઠું અને તીર જમીનપર પડેલા હતા. મેં તે દરેક જગ્યાએ શોધ્યો પણ તારી

ભાળ મને પડી નહીં. અને પછી મેં તારી આશા છોડી. જે તને વીત્યું છે, તે અને તું શા સારા નશીબે જીવતો આવ્યો તે તું મહેરબાની કરી મને કહે. મેં તેને સઘળી બીનાથી વાકેફ કર્યો. અને બીજે દહાડે હું તેની સાથે તે ટેકરીપર ગયો. જે વાત મેં કહી હતી તે ખરી છે એવી તેની ખાતરી થવાથી તે ઘણો ખુશી થયો. જે હાથીપર અમે બેસીને આવ્યા હતા તે હાથીપર તેનાથી ઉંચકાય તેટલા અમે દાંત ભર્યા, અને જ્યારે અમે ઘર તરફ આવતા હતા ત્યારે તે આ પ્રમાણે બોલ્યો ભાઈ, તમે જે શોધ કરી છે તેથી હું અચિંત ઘણો દોલતવાન થઈશ, અને તેથી કરીને હું તમારી સાથે ગુલામ તરીખે વધારે વાર વર્તિશ નહીં. હું ઇચ્છું છું કે ઇશ્વર તમને સુખી અને આબાદ રાખે. હું તમને હવે સ્વતંત્ર કરૂછું. જે વાત હું તમને કહી સંભળાવાનો છું, તે વાત મેં અત્યાર સુધી છાની રાખી હતી. અમારા જંગલના હાથી જે ગુલામને અમે હાથીદાંતની શોધમાં મોકલીએ છીએ, તેમાંના સંખ્યાબંધ ગુલામને મારી નાખે છે. અમારી આપેલી સઘળી શીખામણ છતાંતેઓ મોડા અથવા વહેલા તે પ્રાણીઓની યુકિતઓથી તેમના ભોગ થઈ પડે છે.

ઇશ્વરે તમને તેઓના ગુસ્સામાંથી બચાવ્યાછે, અને ફક્ત તમારાજ પર આ મેહેરબાની કરીછે.

તમે મનુષ્ય જાતને ઉપયોગી થઈ પડો તેથી તેને તમારો આ દુનીયામાં ખપછે તમે મને ઘણોજ ફાયદો કરી આપ્યોછે. અત્યાર સુધી અમારા ગુલામની જીંદગીના જોખમ વગર અમને હાથીદાંત મેળવવો એ ઘણું કઠિણ પડતુ અને હવે અમારૂ આખુ શહેર આ રીતે તવંગર થઈ જશે.

તમને સ્વતંત્રતા આપી મેં તમને પુરતો બદલો આપ્યો છે એવું તમે ધારતામાં હું તમને બીજી ઘણી બક્ષિસો આપવા

ને ઈચ્છુંછું હું સંઘળા શહેર પાસેથી તમારો કરેલા ઉપકારને વાસ્તે પઇસો અપાવીશ પણ તે સઘળાનુ માન ફક્ત મનેજ મળશે.

આ પરોપકારી વાતચિતના જવાબમાં મેં કહયુંકે સાહેબ ઈશ્વર તમને જીવતા રાખો. જે છુટ તમે મને આપીછે તેથી તમે મારી તરફ ઉપકારની ફરજ બજાવીછે. પણ સારા નશીબે તમારી તેમજ શહેરના રહેવાશીની જે સેવા મેં બજાવીછે તેના બદલામાં હું ઈચ્છુંછુંકે તમે મને મારો દેશ જવાને રજા આપશો. તેણે કહ્યુંકે, ઠીક, ચોમાસામાં અહીં આ વહાણો હાથીદાંતભરી લઇ જવાને આવશે ત્યારે હું તમને વદાય કરીશ મને જે છુટ તેણે મને આપી હતી અને જે ભલું મેં કરયું હતુ તેને વાસ્તે મને પાછો ઘેર જવાદેવાને વાસ્તે મેં તેમનો આભાર માન્યો.

હું ચોમાસાની રૂતુ સુધી ત્યાં રહયો અને અમે તે દરમિયાન તે ટેકરીએ અમે કેટલીક વાર ગયા અને અમે કોઠાર હાથી દાંતથી ભરયો. શહેરના બીજા વેહેપારીઓએ એમ કર્યું કારણકે તે જગા હવે લાંબીવાર છુપી રહી નહી આખરે વહાણો આવી પહોંચ્યા, અને મારા ધણીએ મારા વાસ્તે એક વહાણ પસંદ કરયું. અને તેની અંદર હાથીદાંત ભરયો અને તેમાંના અડધા હાથીદાંત મારા પોતાના હતા. તેણે મને મારી સફરને વાસ્તે પુષ્કળ ખોરાક આપ્યો અને આ શિવાય તેણે મને કેટલીક ઘણી કીમતી વસ્તુઓ આપી જે ઉપકાર તેણે મારાઉપર કર્યા હતા તેને વાસ્તે મેં, તેનો ઘણો આભાર માન્યો. અને પછી વહાણ પર ચડયા અમારૂ વહાણ હંકારવામાં આવ્યું અને જે સાહસ કામથી મને સ્વતંત્રતા મળી હતી તે ઘણું અજાયબ જેવુ હોવાથી તે મારા મનમાં હમેંશા રહેતુ.

ખોરાક મેળવવાને અમે કેટલાક ટાપુ આગળ મુકામ કર્યો.

અમે તેરાફરમાના એક બંદર આગળ ઊતર્યા અને વહાણ હું કારી જવામાં આવ્યું. બાળસોરે જતાં દરિઆઈ જોખમનો બિહીક લાગવાથી મેં મારો હાથીદાંત ઉતાર્યો, અને જમીન માર્ગે મુસાફરી કરવાનો નિશ્ચય કર્યો, મેં મારો કેટલોક માલ વેચ્યો, અને તેની મને એક મોટી રકમ મળી અને મેં બક્ષિસ આપવાને વાસ્તે કેટલીક અજાએબ ચીજો ખરીદી. જ્યારે હું મારે કામકાજ સજી રહયો ત્યારે વેપારીના એક કાફલાની સાથે મળી ગયો. હું રસ્તાપર લાંબા વખત સુધી રહયો, પણ મેં તે સઘળા દુઃખ ધિરજથી ખમ્યા કારણ કે મને વીચાર આવતો હતો કે, મારે હવે તોફાન, ચાંચીયા, સાપ અથવા બીજા કોઇ પણ જાતના જોખમની મને ધાસ્તી રહી નહોતી.

આખરે આ સઘળા સંકટનો છેડો આવ્યો, અને હું સહીસલામતથી બગદાદ પોહોચ્યો. હું તરતજ ખલિફની આગળ હાજર થયો, અને મારા પેગામનો હેવાલ તેને આપ્યો, ખલિફ સાહેબે કહ્યું કે, તમને લાંબા વખત સુધી ન દેખવાથી હું ઘણો બેચેન થયો હતો. પણ મને સર્વદા આશા હતી કે, ઇશ્વર મને તજી દેશે નહીં. જ્યારે મેં હાથી સબંધી બીના કહી દેખાડી ત્યારે તે ઘણો અચંબો પામતો દેખાયો, અને હું પ્રમાણિક છુ એવું તે બરોબર રીતે જાણતો ન હોતતો તે મારી વાત ભાગ્યેજ ખરી માનત. આજે બીજા હેવાલ મેં તેને કહી દેખાડ્યા હતા તે એટલા તો અજાએબ જેવા તેને લાગ્યા કે, તેણે તે સોનેરી અક્ષરમાં લખાવવાને અને તેના ખજાનામાં સંભાળી રાખવાનો હુકમ કર્યો. તેના આપેલા માન અને બક્ષિસથી તૃપ્ત થયેલો હું ઘેર ગયો, અને ત્યારપછી મારા કુટુંબ, સગા વાહાલા અને મિત્રની સંગતમાં તદન રહયો છું.

સિંદબાદે પોતાની સાતમી અને છેલ્લી મુસાફરીનું વર્ણન પુરૂં

કહ્યું, અને હિંદબાદને દરખાસ્ત કરીને કહ્યું કે, મારા મિત્ર, મારા કરતાં વધારે દુઃખ ખમેલા અને આટલી બધી વાર ઘણીજ સખત દશામાં આવી પડેલા કોઈ માણસ વિષે તું જાણે છે?

આટલા બધા દુઃખ ખમ્યા પછી હું સુખ અને એસ આરામ ભોગવું તે વ્યાજબી નથી. તેના બોલી રહયા પછી હિંદબાદ તેની પાસે ગયો, અને તેના હાથને બચ્ચ કરી બોલ્યો, સાહેબ મારે કબુલ કરવું જોઈએ. કે આપ સાહેબ ભયંકર જોખમની અંદર આવી પડયા છે. મારે દુખ તમારી જોડે સરખાવવા જોગ્ય નથી જે વખતે હું દુખ ખમુંછું તે વખતે જો કે તે મને ઘણા સખત લાગે છે તો પણ હું જે થોડો નફો મને મળે છે તેથી સંતોષ પામું છું. જે એશ આરામ અને બેહદ દોલત આપ ભોગવો છો તેને તમે લાયક છો કારણકે જે દોલત તમને મળી છે, તેનો તમે સારો ઉપયોગ કરતા દીઠા છો, અને રહો.

સિંદબાદે તેને બીજા સો સિક્વિન્સ આપવાનો હુકમ કર્યો તેણે તને પોતાની મિત્રાચારીમાં દાખલ કર્યો, અને તેને કુબારનો ધંધો છોડી દેવાનો અને તેણે ત્યાં દરરોજ જમવા આવવાનો હુકમ કર્યો, અને તેથી સિંદબાદ વહાણવટીને તેની આખી જીંદગી લગણ યાદ કરવાનું કારણ થઇ પડ્યું.

